# HISTORICAL INSCRIPTIONS OF GUJARAT

## PART 4

## The Sultanate Period

Compiled by
**Hariprasad Gangashankar Shastri,** M.A , Ph D
Director, B J. Institute of Learning & Research
AHMEDABAD



Published by
The Forbes Gujarati Sabha
365, V. P. Road, Bombay-400 004

HISTORICAL INSCRIPTIONS OF GUJARAT
PART 4 : THE SULTANATE PERIOD



750 Copies

1st edition, September, 1979

Rs. 60-00

Published by
The Forbes Gujarati Sabha
365, Vitthalbhai Patel Marg
Bombay 400 004

Sole Distributors
Vora & Co
Gandhi Chambers, Gandhi Marg
Ahmedabad 380 001

Printed by
Shivlal Jesalpura
Swati Printing Press
Rajaji's Pole, Shahpur
Ahmedabad 380 001

# ગુજરાતના ઐતિહાસિક લેખ

ભાગ ૪ થો

## સલ્તનત કાલ

સંગ્રહીતા

પ્રા. હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી, એમ.એ., પીએચ.ડી.

અધ્યક્ષ, ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ



પ્રકાશક

ફાર્બસ ગુજરાતી સભા

૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ માર્ગ

મુંબઈ ૪૦૦ ૦૦૪

ગુજરાતના ઐતિહાસિક લેખ

ભાગ ૪ : સલ્તનત કાલ



૧ લી આવૃત્તિ : સપ્ટેમ્બર, ૧૯૭૯; ભાદ્રપદ, વિ. સં. ૨૦૩૫

મૂલ્ય રૂ. ૬૦-૦૦

પ્રકાશક
ફાર્બસ ગુજરાતી સભા
૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ માર્ગ
મુંબઈ ૪૦૦ ૦૦૪

મુખ્ય વિક્રેતા
વોરા એન્ડ કંપની
ગાંધી ચેમ્બર્સ
ગાંધી માર્ગ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

મુદ્રક
ડૉ. શિવલાલ જેસલપુરા
સ્વાતિ પ્રિન્ટિંગ પ્રેસ
ગજ્જરની પોળ, શાહપુર
અમદાવાદ ૩૮૦ ૦૦૧

# નિવેદન

ગુજરાતના ઐતિહાસિક લેખો—પ્રાચીન યુગથી શરૂ કરી ભાગ ૧, ભાગ ૨, ભાગ ૩ સ્વ. શ્રી વિદ્વાન આચાર્ય ગિરિજાશંકર વલ્લભજી પાસે સંગૃહીત કરાવી ફાર્બસ ગુજરાતી સભાએ પ્રગટ કર્યા હતા. પહેલો ભાગ ઈ. સ. ૧૯૩૩માં પ્રગટ થયો, અને છેલ્લો (પાંચમો) ૧૯૮૦માં પ્રગટ થાય એવી વ્યવસ્થા છે. આમ ૪૭ વર્ષ એટલે આ માળા પ્રકટ કરવામાં લગભગ અર્ધી સદી ગઈ. એટલા બીજા સમયમાં આ ભાગ જાહેર પ્રજા ખરીદીને વાંચશે કે અભ્યાસ કરશે એવી આશા અસ્થાને નહીં ગણાય.

ચોથો અને પાંચમો ભાગ વિદ્વાન ડૉ. શ્રી હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રીને હાથે સંકલિત થયા છે. આ ચોથો ભાગ પ્રગટ કરતાં અમને ઘણો આનંદ થાય છે અને ફાર્બસ ગુજરાતી સભા પોતાને માથેથી એક મોટું ઋણ ઉતારે છે એનો પણ સંતોષ છે.

આ લેખો અભ્યાસીઓને ઉપયોગી અને મહત્ત્વના છે. એનો અભ્યાસ કરી ચીવટથી ડૉ. હરિપ્રસાદે આ કામ પાર પાડી આપ્યું એ માટે પણ સભા એમનો આભાર માને છે.

મુંબઈ
તા. ૧૫-૭-૭૯

ચંદ્રવદન મહેતા
પ્રમુખ
ફાર્બસ ગુજરાતી સભા

# પ્રાસ્તાવિક

અભિલેખો (શિલા તામ્રપત્રો વગેરે પર કોતરેલા લેખો) એ ઇતિહાસનું એક મહત્ત્વનું સાધન છે. ભારતમાં અભિલેખવિદ્યાના પગરણ ૧૮મી સદીના ચોથા ચરણમાં થયાં, એ પછી લગભગ સો વર્ષે 'આર્કિયોલૉજિકલ સર્વે ઑફ ઇન્ડિયા'મા 'એપિગ્રાફિસ્ટ'(અભિલેખવિદ)ની નિયુક્તિ થઈ ને ભારતના અભિલેખોના સંપાદન-પ્રકાશન માટે 'એપિગ્રાફિયા ઇન્ડિકા' નામે સામયિક કાઢવામા આવ્યું. સમય જતાં ભારતના અભિલેખોના તેમજ એના અમુક ભાગો કે પ્રદેશોના અભિલેખોના વર્ગીકૃત સંગ્રહ પણ પ્રકાશિત થતા રહ્યા. જૈન અભિલેખોના સંગ્રહોમા ગુજરાતના ઘણા અભિલેખ ગ્રંથસ્થ થયા. ભાવનગર અને વડોદરા જેવાં રાજ્યોના પુરાતત્ત્વ ખાતા તરફથી કેટલાક અભિલેખસંગ્રહ પ્રસિદ્ધ થયા. ગુજરાતના અભિલેખોના સંગ્રહોમા 'ગુજરાતના ઐતિહાસિક લેખો,' ભાગ ૧-૩ સહુથી વધુ ઉપયોગી નીવડચા છે. શ્રી ડિસકળકરે પ્રકાશિત કરેલો 'ઇન્સ્ક્રિપ્શન્સ ઑફ કાઠિયાવાડ' નામે સંગ્રહ સૌરાષ્ટ્રના અભિલેખો માટે મહત્ત્વનો નીવડ્યો છે.

આ પૈકી 'ગુજરાતના ઐતિહાસિક લેખો,' ભાગ ૧ થી ૩ મુંબઈની ફાર્બસ ગુજરાતી સભાએ પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ, મુંબઈના પુરાતત્ત્વ વિભાગના ક્યુરેટર (અત્યારે સ્વ.) શ્રી ગિરિજાશંકર વલ્લભજી આચાર્ય પાસે તૈયાર કરાવી પ્રકાશિત કર્યા છે. આ ત્રણ ભાગ મૌર્યકાલથી વાઘેલા કાલ સુધીના સમસ્ત પ્રાચીન કાલને આવરી લે છે. એમાના ભાગ ૧(૧૯૩૩)મા મૌર્ય ક્ષત્રપ ત્રૈકૂટક ગુપ્ત મૈત્રક અને ચાલુક્ય વંશના કુલ ૧૦૭ અભિલેખ સંગૃહીત થયા છે; ભાગ ૨(૧૯૩૫)મા ગુર્જર રાષ્ટ્રકૂટ અને ચૌલુક્ય વંશના કુલ ૯૮ અભિલેખ આપેલા છે, ને ભાગ ૩(૧૯૪૨)મા વાઘેલા વંશના ૨૧ અને પ્રકીર્ણ વંશોના ૩૧ મળી ૫૨ અભિલેખો ઉપરાત ત્રણેય ભાગની પુરવણીરૂપે બીજા ૫૩ વધુ અને અગાઉ આપેલા ૮ લેખ વિસ્તારપૂર્વક ફરી એમ કુલ ૧૧૩ અભિલેખ પ્રગટ કર્યા છે. આમ એકંદરે એ ત્રણ ભાગોમા ગુજરાતના ૩૧૦ અભિલેખ સંગૃહીત થયા છે. એના પ્રકાશન પછી એ પ્રાચીન કાલના નવા મળેલા બીજા અનેક અભિલેખ અવારનવાર પ્રકાશિત થતા રહ્યા છે. ગુજરાત ઇતિહાસ પરિષદે પ્રસિદ્ધ કરેલી એ અભિલેખોની સૂચિમા આવા અનેક અભિલેખોની નોંધ લેવાઈ છે. ભાગ ૧-૩ની પુરવણીરૂપે ગુજરાતના પ્રાચીન કાલના આ બાકીના અભિલેખોને વહેલી તકે ગ્રંથસ્થ કરવા ઘટે.

ગુજરાતના પ્રાચીન ઇતિહાસનાં અન્વેષણ, સંશોધન તથા લેખન માટે આ સંગ્રહ ઘણા ઉપયોગી નીવડચા છે, કેમકે જુદા જુદા સમયે જુદાં જુદા સામયિકોના છૂટાછવાયા અંકોમા પ્રકાશિત થયેલા અનેક પ્રાચીન અભિલેખોને અહીં વર્ગીકૃત કરી એકત્ર કરેલા હોઈ જ્યાં એ સર્વ સામયિકોની સામગ્રી ઉપલબ્ધ ન હોય ત્યાં પણ આ અભિલેખસંગ્રહના ત્રણ ભાગોમા એ બધા અભિલેખ સુલભ બને છે ને એ પણ વર્ગીકૃત અને ગ્રંથસ્થ સ્વરૂપે. એ રીતે ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસ માટે એ કાલના અભિલેખોના આવા સંગ્રહ તૈયાર થઈ પ્રકાશિત થાય એની ઘણા વર્ષોથી ખોટ સાલતી હતી. શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સંદર્ભમા શ્રી વિલોચન કેશવલાલ ધ્રુવ સાથે વાત નીકળતા એમણે મને આવો સંગ્રહ તૈયાર કરવા વિનંતી કરી. ગુજરાતના અભિલેખોમા મને અભિરુચિ હોઈ મેં એ પ્રસ્તાવને અનુમોદન આપ્યું. ફાર્બસ સભાએ મને એ અંગે સત્તાવાર નિમંત્રણ આપ્યુ ને મેં એ સહર્ષ સ્વીકાર્યું.

ઉદ્દિષ્ટ ભાગ ૪થા માટે ગારે ભાગ ૧-૩ની આયોજનાને અનુસરવાની હતી, જેથી એ શ્રેણીની પદ્ધતિ એકસરખી રહે. એ અનુસાર અભિલેખોની પસંદગીમા કેટલીક મોટી મર્યાદાઓ રહેલી છે (૧) અભિલેખોમાં માત્ર ઐતિહાસિક અર્થાત્ જેમા રાજકીય ઇતિહાસ આવતો હોય તેવા અભિલેખ લેવાના;

(૨) આવા અભિલેખોમાંય પ્રાકૃત–સંસ્કૃત ભાષાઓમાં લખાયેલ અભિલેખ જ લેવાના, અરબી–ફારસી નહિ; ને (૩) મંદિરાદિના નિર્માણ–પુનર્નિર્માણને લગતા અભિલેખ લેવા, પણ મોટી સંખ્યામા મળતા પ્રતિમાલેખ પ્રાયઃ છોડી દેવા. (૪) સામાન્યતઃ પ્રકાશિત થયેલા અભિલેખ કે તેના પ્રકાશિત સાર લેવા. એવી જ રીતે સંગ્રહના સ્વરૂપ અને પદ્ધતિ પણ અગાઉ નિયત થઈ ચૂકયાં હતા. અભિલેખ જે સામયિકમાં જે રીતે પ્રકાશિત થયા હોય તેમાં એના સંપાદકે આપેલા પ્રાસ્તાવિકની ગુજરાતીમા પૂરી કે સંક્ષિપ્ત રજૂઆત, પછી મૂળ અભિલેખનું એમણે આપેલુ લિપ્યંતર અને છેલ્લે સંપાદકે પછી એનું ભાષાતર આપેલું હોય તો એનુ ગુજરાતી ભાષાતર આપવું ને આ સર્વ અભિલેખોને કાલાનુક્રમે વંશવાર વર્ગીકૃત કરીને ગોઠવવા. મૂળ અભિલેખો જ્યાં હોય ત્યા જઈ કે એની છાપ મંગાવી એનું પ્રકાશિત વાચન જાતે તપાસી જવું, એમા જરૂરી સુધારાવધારા કરવા ને એને એની છબી કે છાપ સાથે પ્રકાશિત કરવા તેમજ એનાં પ્રાસ્તાવિક વિવેચન તથા ભાષાતર કે સારદોહન પણ નવેસર લખવા એ અપેક્ષિત નહોતું, આવશ્યક આર્થિક પ્રબંધના અભાવે શકય પણ નહોતું. આથી શ્રી ગિ. વ. આચાર્યે અંગ્રેજી મુખપૃષ્ઠમાં 'edited by' લખ્યું હોવા છતા ગુજરાતી મુખપૃષ્ઠમા પોતાને માટે 'સંગ્રહ કરનાર' શબ્દ પ્રયોજ્યા છે તે યથાર્થ છે. આ અભિલેખસંગ્રહના કાર્યની આ મોટી મર્યાદાને અનુલક્ષીને અહી આ લેખકે પણ સંપાદક નહિ, પરંતુ સંગ્રહીતા તરીકે ફરજ બજાવી છે. આ સંગ્રહમા અભિલેખોની પાદટીપોમા 'સં.' આ અર્થમા સમજવાનો છે.

ગુજરાત ઇતિહાસ પરિષદ તરફથી 'ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ'ના ગ્રંથ ૫ મા શ્રી ઇન્દવદન વિ. ત્રિવેદીએ ગુજરાતના મુસ્લિમકાલીન સંસ્કૃત શિલાલેખો તથા પ્રતિમાલેખોની સૂચિ આપેલી ને એમણે મારા માર્ગદર્શન નીચે ગુજરાતના સલ્તનતકાલીન તથા મુઘલકાલીન સંસ્કૃત અભિલેખોમાથી મળતી માહિતી વિશે સંશોધન-મહાનિબંધ તૈયાર કરેલો, ત્યારથી મને ગુજરાતના એ કાલના સંસ્કૃત અભિલેખોનો વિગતે પરિચય થયેલો. મારે તો એમાથી માત્ર ઐતિહાસિક અભિલેખ લેવાના હતા ને એમાથી ઘણાખરા પ્રતિમાલેખ છોડી દેવાના હતા. આમ છતા શરૂઆતમા મે આવા અભિલેખોની સંખ્યા સો જેટલી અંદાજેલી, તેને બદલે એ બમણીથીય વધુ નીકળતા મે સલ્તનતકાલના અભિલેખોના અને મુઘલકાલના અભિલેખોના બે અલગ સંગ્રહ કરવા સૂચવ્યું ને પ્રકાશક સંસ્થાએ એ માન્ય રાખ્યું. આ અનુસાર આ ભાગ ૪ મા ગુજરાતના સલ્તનતકાલના સંસ્કૃત અભિલેખોનો સંગ્રહ કરવામા આવ્યો છે, જ્યારે મુઘલકાલના સંસ્કૃત અભિલેખ ભાગ ૫ મા સંગૃહીત થશે. ગુજરાતના ઇતિહાસમા વાઘેલા–સોલંકી કાલ ઈ. સ. ૧૩૦૦ના અરસામા સમાપ્ત થાય છે ને એ પછી ઈ. સ. ૧૪૦૭ સુધી દિલ્હી સલ્તનતની હકૂમતનો ને ત્યારબાદ ઈ. સ. ૧૫૭૨–૭૩ સુધી ગુજરાતની સલ્તનતનો કાલ પ્રવર્તે છે. આમ આ ભાગમાં લગભગ પોણા ત્રણસો વર્ષના સમસ્ત સલ્તનતકાલને આવરી લેવામા આવ્યો છે

આમાના અનેક અભિલેખ 'ઇન્સ્ક્રિપ્શન્સ ઑફ કાઠિયાવાડ' અને 'પ્રાચીન જૈનલેખસંગ્રહ, ભાગ–૨' જેવા સંગ્રહોમા સંગૃહીત થયા હતા, જ્યારે બાકીના બધા અભિલેખ જુદાજુદાં અંગ્રેજી-ગુજરાતી સામયિકો વગેરેમા છૂટાછવાયા પ્રકાશિત થયા હતા. ગ્રંથાલયમાના સામયિકોના અંક ઉથલાવી પ્રાપ્ત થયા તે તમામ અભિલેખ અહી સંગૃહીત કરવાનો યત્ન કર્યો છે. છતા તેઓના પ્રકાશનનું ક્ષેત્ર એટલુ વિપુલ અને વિકીર્ણ છે કે એમા કેટલાક અભિલેખ લક્ષ બહાર રહ્યા હશે, જે શ્રી. ગિ. વ. આચાર્યે ભાગ ૩ મા કર્યું છે તેમ લક્ષમા આવતા આગળ ઉપર પુરવણીરૂપે ઉમેરી શકાશે.

આ સંગ્રહમા આપેલા અભિલેખ ગુજરાતના સલ્તનતકાલીન સંસ્કૃત ઐતિહાસિક અભિલેખ હોઈ, એનું શીર્ષક 'ગુજરાતના સંસ્કૃત ઐતિહાસિક અભિલેખ : સલ્તનતકાલીન' રાખવુ ઉચિત ગણાય, પરંતુ આ ગ્રંથમાલાના અગાઉ પ્રસિદ્ધ થયેલા ગ્રંથોના શીર્ષકને અનુસરીને એકવાકયતા ખાતર અહી અગાઉનું 'ગુજરાતના ઐતિહાસિક લેખો' શીર્ષક ચાલુ રાખ્યું છે, માત્ર 'ગુજરાતના'માંના પ્રત્યયથી 'લેખો'નુ

બહુવચન વિવક્ષિત હોઈ, હિંદી ભાષાલેખનના નિયમની જેમ ગુજરાતી ભાષાલેખનમાં શ્રી કે. કા. શાસ્ત્રીજીએ અપનાવેલા નિયમ અનુસાર અહી 'લેખો'ને બદલે 'લેખ' રૂપ પ્રયોજવામાં આવ્યું છે.

આ ભાગમાં એકંદરે ૧૧૩ અભિલેખ સંગૃહીત થયા છે. એમા દિલ્હીની સલ્તનતોની હકૂમતના નિર્દેશવાળા ૫ અને ગુજરાતની સલ્તનતની સીધી હકૂમત કે સ્થાનિક રાજા પરના એના આધિપત્યનો નિર્દેશ કરતા ૩૬ (પુરવણીના નં. ૧૯ અ અને ૨૦ અ સાથે) લેખ છે, જ્યારે સમકાલીન સ્થાનિક રાજ્યોના લેખોમા વાજા વંશના ૧૩, ચૂડાસમા વંશના ૨૮, જેઠવા વંશના ૩, ગોહિલ વંશના ૩, ઝાલા વંશના ૬ લેખ અને બીજા ૬ વંશોનો એકેક લેખ છે ને અન્ય પ્રકીર્ણ રાજ્યોના કુલ ૧૩ લેખ છે. એમા પૂર્તકાર્યોના નિર્માણ-પુનર્નિર્માણને લગતા લેખ સહુથી વધુ સંખ્યા ધરાવે છે, જેમાં ત્રીસેક લેખ વાવને લગતા, તેરેક લેખ દેવાલયોને લગતા ને થોડાક લેખ તળાવ કૂવા કુંડ નગર કોટ દરવાજા મઠ ધર્મશાળા મસ્જિદ વગેરેને લગતા છે. આ કાલના અભિલેખોમા, ખાસ કરીને સૌરાષ્ટ્રમાં, પાળિયાલેખ ઘણા મળે છે. આ સંગ્રહમા યુદ્ધ કરતા મૃત્યુ પામેલા યોદ્ધાઓને લગતા ૩૭ અને સતીઓને લગતા ૫ લેખોનો સમાવેશ થયો છે. પાળિયાલેખો અને પ્રતિમાલેખો મોટી સંખ્યામા અપ્રકાશિત રહ્યા છે. પ્રતિમાલેખોમા ઐતિહાસિક દૃષ્ટિએ અહી ચાર લેખ લીધા છે. થોડા લેખ ભૂમિદાન નિભાવ અને લાગા-માફીને લગતા છે. એક લેખ પ્રાણીવધના નિષેધ અંગેનો છે મૂળ અભિલેખનો પાઠ નહિ, પણ માત્ર એનો સાર પ્રકાશિત થયો હોય તેવા લેખ આ સંગ્રહમા ફક્ત ચાર જ છે. આ અભિલેખોમાં આપેલી વિગતો પરથી તે તે રાજાની ને એના અધિકારીઓની, એના રાજ્યતંત્રની, એ સમયની ભાષાના સ્વરૂપની, એ કાલનાં ધર્મસ્થાનો કિલ્લાઓ વગેરેની, અનેક સ્થાનિક ધીંગાણાની, કેટલીક જ્ઞાતિઓના તથા અનેક મનુષ્યો અને સ્થળોનાં નામોની, એ કાલની પ્રચલિત કાલગણના-પદ્ધતિની અને એવી બીજી અનેક પ્રકારની ઐતિહાસિક-સાસ્કૃતિક માહિતી મળે એમ છે. આવી વિવિધ માહિતી ડૉ. ઇન્દ્રવદન વિ. ત્રિવેદીએ એમના મહા-નિબંધમા તારવી છે, તેમજ ભો. જે. વિદ્યાભવને 'ગુજરાતનો રાજકીય અને સાસ્કૃતિક ઇતિહાસ'ના ગ્રંથ ૫ તરીકે પ્રકાશિત કરેલા 'સલ્તનત કાલ'મા પણ એનો ઉપયોગ કરવામા આવ્યો છે. આથી અહી એ અંગે વિસ્તાર કરવો આવશ્યક નથી.

અગાઉના ભાગ ૧–૩ની અપેક્ષાએ આ ભાગમા કેટલીક વિશેષ નોંધ આપવામા આવી છે; જેમ કે તે તે અભિલેખ જે ગામમા મળેલો હોય તે ગામ હાલ ક્યા જિલ્લાના ક્યા તાલુકામા આવેલું છે એની તેમજ અભિલેખના સંપાદકે એમાની મિતિની બરાબરની ઈસ્વીસન અને તારીખ ન આપી હોય ત્યા એ શોધી એની. વળી અભિલેખના સંપાદકે લેખનો જે પાઠ ને એનો જે અર્થ આપેલો હોય તેને યથાતથ એમ રહેવા દઈ એ વિશે કંઈ ટીકાટિપ્પણી ન કરવાની શ્રી. ગિ. વ. આચાર્યની નીતિ અહી અનુસરવામાં આવી નથી, કેમ કે એના પરિણામે દાખલા તરીકે रावणो दारवीर्य ને બદલે હજી रावणोदारवीर्य. (ભાગ ૨, લેખ નં. ૧૫૫, શ્લો. ૧૫) પાઠ ચાલુ રહે ને 'રાવણે લાકડાનું'ને બદલે 'રાવણ સમાન બલવાન' એવો એનો અર્થ સમજાયા કરે, નેમિનાથ-ચૈત્યના સંદર્ભમાં ય 'શિવાના પુત્ર'નો અર્થ ગણપતિ લેવાયા કરે, એટલું જ નહિ, જાલ્હૂ વગેરે સાત બહેનોને મંત્રી તેજપાલની સોદરીઓ–સહોદરીઓ(સગી બહેનો)ને બદલે સુંદરીઓ (પત્નીઓ) ધારવાની ગેરસમજ (ભાગ ૩, લેખ ૨૦૬, શ્લો. ૨ અને ૧૭) ચાલુ રહે. આથી અહી જરૂર જણાતા અભિલેખના પાઠમાં કે એમાના કોઈ શબ્દોના અર્થમાં શુદ્ધિઓ સૂચવવાનુ જરૂરી માન્યું છે. કેટલાક અભિલેખોનો પ્રકાશિત પાઠ ઘણો અશુદ્ધ હોય ત્યા એની છબીના અભાવે એને યથાવત્ રહેવા દીધો છે. કેટલાક અભિલેખોમા, ખાસ કરીને પાળિયાલેખોમા, અર્વાચીન ભાષાશુદ્ધિની દૃષ્ટિએ મૂળ પાઠમા જ અનેક અશુદ્ધિઓ હોવાનું માલૂમ પડે છે. પુરવણી તરીકે ઉમેરેલા લેખ નં. ૧૯ અમાં મૂળ અભિલેખનો ફોટો પ્રકાશિત થયો હોઈ સંપાદકોએ આપેલા પાઠને એની સાથે મેળવતાં અનેક શુદ્ધિઓ સૂચવાઈ છે તે પરથી જણાશે કે એવી રીતે બાકીના બધા અભિલેખોની છબી

કે છાપ પ્રકાશિત થયેલી હોત, તો કેવું સારું ! અહીં અભિલેખોની જેમ પૃષ્ઠોને પણ પહેલેથી છેલ્લે સુધી સળંગ ક્રમાંક આપ્યા છે.

અભિલેખોના સંપાદકોએ રાજાઓનું અને સ્થળોનું અભિજ્ઞાન આપવાનું હોય છે, છતાં કેટલાકે નથી આપ્યું, તે અહી પાદટીપમા કે શુદ્ધિપત્રક પછી આપેલી પૂર્તિમાં આપ્યું છે ને મૂળ સંપાદકે આપેલ અભિજ્ઞાન ક્યાંક ભૂલભરેલું હોય, તો એ પણ પાદટીપમા કે શુદ્ધિપત્રકમાં દર્શાવ્યું છે.

અગાઉના ભાગોની જેમ આ ભાગમાં પણ સ્થળનામો, મનુષ્યનામો અને પારિભાષિક શબ્દોની અકારાદિ સૂચિઓ આપવામાં આવી છે, જે આમાંના અભિલેખોનો તથા એમાની વિગતોનો અભ્યાસ કરવા માગતા સંશોધકો માટે ઘણી આવશ્યક છે.

ગુજરાતના ઇતિહાસને ઉપયોગી એવો આ અભિલેખ-સંગ્રહ તૈયાર કરાવી પ્રકાશિત કરવા માટે શ્રી ફાર્બસ ગુજરાતી સભાને ધન્યવાદ ઘટે છે. આ સંગ્રહ તૈયાર થતાં થયેલા વિલંબ માટે ક્ષમા માગી, મને આ પ્રીતિકાર્ય સોંપવા માટે હું એ પ્રકાશક સંસ્થાના પ્રમુખ શ્રી ચંદ્રવદન ચિ. મહેતા તથા અન્ય સંચાલકોનો ઘણો આભાર માનું છું.

આ સંગ્રહ તૈયાર કરવામા, એના પ્રૂફ જોવામા તથા શબ્દસૂચિઓ કરવામા મને શ્રીમતી ડૉ. ભારતીબહેન કી. શેલતની સતત સહાય મળી છે એની અહીં કૃતજ્ઞતાપૂર્વક નોંધ લઉં છુ. મારા આ કાર્યમા સુ. શ્રી. કે. કા. શાસ્ત્રીજીએ તથા ડૉ. પ્રવીણચંદ્ર ચિ. પરીખે જે સલાહસૂચન આપ્યાં છે તે માટે તેઓનો પણ આભાર માનું છું.

આ પ્રકાશન ગુજરાતના સલ્તનતકાલીન ઇતિહાસના એક મહત્ત્વના મૂળ સાધનની સામગ્રીની ખોટ ઘણે અંશે પૂરી કરશે એવી આશા રાખું છું. આ અંગે અભ્યાસીઓનાં કંઈ સૂચન મળશે, તો એ ભાગ ૫ ને આખરી સ્વરૂપ આપવામાં ઉપકારક નીવડશે.

અમદાવાદ
૩૧-૫-૧૯૭૯

**હરિપ્રસાદ ગં. શાસ્ત્રી**

બહુવચન વિવક્ષિત હોઈ, હિંદી ભાષાલેખનના નિયમની જેમ ગુજરાતી ભાષાલેખનમાં શ્રી કે. કા. શાસ્ત્રીજીએ અપનાવેલા નિયમ અનુસાર અહી 'લેખો'ને બદલે 'લેખ' રૂપ પ્રયોજવામા આવ્યું છે.

આ ભાગમાં એકંદરે ૧૧૩ અભિલેખ સંગૃહીત થયા છે. એમાં દિલ્હીની સલ્તનતોની હકૂમતના નિર્દેશવાળા ૫ અને ગુજરાતની સલ્તનતની સીધી હકૂમત કે સ્થાનિક રાજા પરના એના આધિપત્યનો નિર્દેશ કરતા ૩૬ (પુરવણીના નં. ૧૯અ અને ૨૦અ સાથે) લેખ છે, જ્યારે સમકાલીન સ્થાનિક રાજ્યોના લેખોમા વાજા વંશના ૧૩, ચૂડાસમા વંશના ૨૮, જેઠવા વંશના ૩, ગોહિલ વંશના ૩, ઝાલા વંશના ૬ લેખ અને બીજા ૬ વંશોનો એકેક લેખ છે ને અન્ય પ્રકીર્ણ રાજ્યોના કુલ ૧૩ લેખ છે. એમા પૂર્તકાર્યોના નિર્માણ-પુનર્નિર્માણને લગતા લેખ સહુથી વધુ સંખ્યા ધરાવે છે, જેમાં ત્રીસેક લેખ વાવને લગતા, તેરેક લેખ દેવાલયોને લગતા ને થોડાક લેખ તળાવ કૂવા કુંડ નગર કોટ દરવાજા મઠ ધર્મશાળા મસ્જિદ વગેરેને લગતા છે. આ કાલના અભિલેખોમા, ખાસ કરીને સૌરાષ્ટ્રમાં, પાળિયાલેખ ઘણા મળે છે. આ સંગ્રહમા યુદ્ધ કરતા મૃત્યુ પામેલા યોદ્ધાઓને લગતા ૩૭ અને સતીઓને લગતા ૫ લેખોનો સમાવેશ થયો છે. પાળિયાલેખો અને પ્રતિમાલેખો મોટી સંખ્યામા અપ્રકાશિત રહ્યા છે. પ્રતિમાલેખોમાં ઐતિહાસિક દૃષ્ટિએ અહી ચાર લેખ લીધા છે. થોડા લેખ ભૂમિદાન નિભાવ અને લાગા-માફીને લગતા છે. એક લેખ પ્રાણીવધના નિષેધ અંગેનો છે. મૂળ અભિલેખનો પાઠ નહિ, પણ માત્ર એનો સાર પ્રકાશિત થયો હોય તેવા લેખ આ સંગ્રહમાં ફક્ત ચાર જ છે. આ અભિલેખોમા આપેલી વિગતો પરથી તે તે રાજાની ને એના અધિકારીઓની, એના રાજ્યતંત્રની, એ સમયની ભાષાના સ્વરૂપની, એ કાલનાં ધર્મસ્થાનો કિલ્લાઓ વગેરેની, અનેક સ્થાનિક ધીંગાણાની, કેટલીક જ્ઞાતિઓનાં તથા અનેક મનુષ્યો અને સ્થળોનાં નામોની, એ કાલની પ્રચલિત કાલગણના-પદ્ધતિની અને એવી બીજી અનેક પ્રકારની ઐતિહાસિક-સાંસ્કૃતિક માહિતી મળે એમ છે. આવી વિવિધ માહિતી ડૉ. ઇન્દ્રવદન વિ. ત્રિવેદીએ એમના મહા-નિબંધમા તારવી છે; તેમજ ભો. જે. વિદ્યાભવને 'ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ'ના ગ્રંથ ૫ તરીકે પ્રકાશિત કરેલા 'સલ્તનત કાલ'મા પણ એનો ઉપયોગ કરવામાં આવ્યો છે. આથી અહી એ અંગે વિસ્તાર કરવો આવશ્યક નથી.

અગાઉના ભાગ ૧–૩ની અપેક્ષાએ આ ભાગમા કેટલીક વિશેષ નોંધ આપવામા આવી છે; જેમકે તે તે અભિલેખ જે ગામમા મળેલો હોય તે ગામ હાલ કયા જિલ્લાના કયા તાલુકામા આવેલું છે એની તેમજ અભિલેખના સંપાદકે એમાની મિતિની બરાબરની ઈસ્વી સન અને તારીખ ન આપી હોય ત્યા એ શોધી એની. વળી અભિલેખના સંપાદકે લેખનો જે પાઠ ને એનો જે અર્થ આપેલો હોય તેને યથાતથ એમ રહેવા દઈ એ વિશે કંઈ ટીકાટિપ્પણી ન કરવાની શ્રી. ગિ. વ. આચાર્યની નીતિ અહીં અનુસરવામાં આવી નથી, કેમ કે એના પરિણામે દાખલા તરીકે रावणो दारवीय‍ને બદલે હજી रावणोदारवीर्यः (ભાગ ૨, લેખ નં. ૧૫૫, શ્લો. ૧૫) પાઠ ચાલુ રહે ને 'રાવણે લાકડાનું'ને બદલે 'રાવણ સમાન બલવાન' એવો એનો અર્થ સમજાયા કરે, નેમિનાથ-ચૈત્યના સંદર્ભમાં ય 'શિવાના પુત્ર'નો અર્થ ગણપતિ લેવાયા કરે, એટલું જ નહિ, જાલ્હૂ વગેરે સાત બહેનોને મંત્રી તેજપાલની સોદરીઓ–સહોદરીઓ (સગી બહેનો)ને બદલે સુંદરીઓ (પત્નીઓ) ધારવાની ગેરસમજ (ભાગ ૩, લેખ ૨૦૬, શ્લો. ૨ અને ૧૭) ચાલુ રહે. આથી અહીં જરૂર જણાતા અભિલેખના પાઠમા કે એમાના કોઈ શબ્દોના અર્થમા શુદ્ધિઓ સૂચવવાનું જરૂરી માન્યું છે. કેટલાક અભિલેખોનો પ્રકાશિત પાઠ ઘણો અશુદ્ધ હોય ત્યાં એની છબીના અભાવે એને યથાવત્ રહેવા દીધો છે. કેટલાક અભિલેખોમાં, ખાસ કરીને પાળિયાલેખોમા, અર્વાચીન ભાષાશુદ્ધિની દૃષ્ટિએ મૂળ પાઠમા જ અનેક અશુદ્ધિઓ હોવાનું માલૂમ પડે છે. પુરવણી તરીકે ઉમેરેલા લેખ નં. ૧૯અમાં મૂળ અભિલેખનો ફોટો પ્રકાશિત થયો હોઈ સંપાદકોએ આપેલા પાઠને એની સાથે મેળવતા અનેક શુદ્ધિઓ સૂચવાઈ છે તે પરથી જણાશે કે એવી રીતે બાકીના બધા અભિલેખોની છબી

કે છાપ પ્રકાશિત થયેલી હોત, તો કેવું સારું ! અહીં અભિલેખોની જેમ પૃષ્ઠોને પણ પહેલેથી છેલ્લે સુધી સળંગ ક્રમાંક આપ્યા છે.

અભિલેખોના સંપાદકોએ રાજાઓનું અને સ્થળોનું અભિજ્ઞાન આપવાનું હોય છે, છતાં કેટલાકે નથી આપ્યું, તે અહી પાદટીપમા કે શુદ્ધિપત્રક પછી આપેલી પૂર્તિમાં આપ્યું છે ને મૂળ સંપાદકે આપેલ અભિજ્ઞાન ક્યાંક ભૂલભરેલું હોય, તો એ પણ પાદટીપમા કે શુદ્ધિપત્રકમા દર્શાવ્યું છે.

અગાઉના ભાગોની જેમ આ ભાગમાં પણ સ્થળનામો, મનુષ્યનામો અને પારિભાષિક શબ્દોની અકારાદિ સૂચિઓ આપવામાં આવી છે, જે આમાંના અભિલેખોનો તથા એમાની વિગતોનો અભ્યાસ કરવા માગતા સંશોધકો માટે ઘણી આવશ્યક છે.

ગુજરાતના ઇતિહાસને ઉપયોગી એવો આ અભિલેખ-સંગ્રહ તૈયાર કરાવી પ્રકાશિત કરવા માટે શ્રી ફાર્બસ ગુજરાતી સભાને ધન્યવાદ ઘટે છે. આ સંગ્રહ તૈયાર થતાં થયેલા વિલંબ માટે ક્ષમા માગી, મને આ પ્રીતિકાર્ય સોંપવા માટે હુ એ પ્રકાશક સંસ્થાના પ્રમુખ શ્રી ચંદ્રવદન ચિ. મહેતા તથા અન્ય સંચાલકોનો ઘણો આભાર માનું છું.

આ સંગ્રહ તૈયાર કરવામા, એના પ્રૂફ જોવામાં તથા શબ્દસૂચિઓ કરવામાં મને શ્રીમતી ડૉ. ભારતીબહેન કી. શેલતની સતત સહાય મળી છે એની અહીં કૃતજ્ઞતાપૂર્વક નોંધ લઉ છુ. મારા આ કાર્યમાં સ્વ. શ્રી. કે. કા. શાસ્ત્રીજીએ તથા ડૉ. પ્રવીણચંદ્ર ચિ. પરીખે જે સલાહસૂચન આપ્યા છે તે માટે તેઓનો પણ આભાર માનું છું.

આ પ્રકાશન ગુજરાતના સલ્તનતકાલીન ઇતિહાસના એક મહત્ત્વના મૂળ સાધનની સામગ્રીની ખોટ ઘણે અંશે પૂરી કરશે એવી આશા રાખું છું. આ અંગે અભ્યાસીઓનાં કંઈ સૂચન મળશે, તો એ ભાગ ૫ ને આખરી સ્વરૂપ આપવામાં ઉપકારક નીવડશે.

અમદાવાદ
૩૧–૫–૧૯૭૯

હરિપ્રસાદ ગં. શાસ્ત્રી

# અનુક્રમણિકા

| ક્રમાંક લેખની વિગત | વર્ષ (વિ.સં.) | શામાં પ્રસિદ્ધ | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૨૩ નડિયાદની અમદાવાદી ભાગોળની વાવનો લેખ | ૧૫૭૨ | બુપ્ર, ૩૦, ૮૫–૮૮; ૧૦૨–૧૦૬ | ૫૬ |
| ૨૪ કુવાનો શિલાલેખ | ૧૫૭૨ | ઇ.કા., ૮૯ | ૬૦ |
| ૨૫ સરાનો શિલાલેખ | ૧૫૭૯ | ઇ.કા., ૯૦ | ૬૧ |
| ૨૬ લસુંદ્રાનો શિલાલેખ | ૧૫૭૯ | વ.વિ.સં., ૧, ૨, ૨૨ | ૬૨ |
| ૨૭ માણસાની વાવનો શિલાલેખ | ૧૫૮૨ | આસાકોમા, ૧૯૬૧–૬૨, ૪–૭ | ૬૩ |
| ૨૮ ઊનાનો શિલાલેખ | ૧૫૮૨ | ઇ.કા., ૯૧ | ૬૭ |
| ૨૯ વેળાવદરનો શિલાલેખ | ૧૫૮૪ | ઇ.કા., ૯૪ | ૭૦ |
| ૩૦ શત્રુંજયનો શિલાલેખ | ૧૫૮૭ | કપ્રાસઇ., ૧૩૪ થી; ઇ.કા., ૯૫ | ૭૧ |
| ૩૧–૩૨ હામપરના બે શિલાલેખ | ૧૫૮૮ | ઇ.કા., ૯૬ | ૮૦ |
| ૩૩ નગીચાણાનો શિલાલેખ | ૧૫૯૦ | ઇ.કા., ૯૭; અનુશીલન, ૫૬ | ૮૧ |
| ૩૪ પાટણનો શિલાલેખ | ૧૫૯૪ | ફાગુસત્રૈ, ૪, ૧, ૧૯૬–૯૭ | ૮૨ |
| ૩૫–૩૬ બગસરાના બે શિલાલેખ | ૧૬૦૪ | ઇ.કા., ૯૯ | ૮૪ |
| ૩૭ કોડીદરાનો પાળિયાલેખ | ૧૬૦૯ | ઇ.કા., ૧૦૦ | ૮૫ |
| ૩૮ વઢવાણનો શિલાલેખ | ૧૬૧૩ | ઇ.કા., ૧૦૧ | ૮૬ |
| ૩૯ અજ્ઞાત સ્થળનો શિલાલેખ | ૧૬૨૩ | પુત, ૩, ૨૦–૨૧ | ૮૮ |
| **વાજા વંશના લેખ** | | | ૯૧ |
| ૪૦ સૂત્રાપાડાનો શિલાલેખ | ૧૩૫૭ | ઇ.કા., ૨૩ | ૯૩ |
| ૪૧ આદપોકારનો શિલાલેખ | લગ. ૧૩૫૭ | ઇ.કા., ૨૯ | ૯૪ |
| ૪૨ સોમનાથ પાટણનો શિલાલેખ | ૧૪૩૨ | ઇ.કા., ૩૫ | ૯૫ |
| ૪૩ ધામળેજના કુંડનો શિલાલેખ | ૧૪૩૭ | ઇ.કા., ૩૯ | ૯૬ |
| ૪૪ સોમનાથ પાટણનો શિલાલેખ | ૧૪૪૨ | ઇ.કા., ૪૪ | ૯૮ |
| ૪૫ ફૂલકાનો પાળિયાલેખ | ૧૪૪૩ | ઇ.કા., ૪૫ | ૧૦૦ |
| ૪૬ ખોરાસાનો શિલાલેખ | ૧૪૪૫ | ઇ.કા., ૪૭ | ૧૦૧ |
| ૪૭ ફૂલકાનો પાળિયાલેખ | ૧૪૪૮ | ઇ.કા., ૫૦ | ૧૦૪ |
| ૪૮ માંગરોળનો પાળિયાલેખ | લગ. ૧૪૫૦ | ઇ.કા., ૫૪ | ૧૦૫ |
| ૪૯ પ્રભાસપાટણનો શિલાલેખ | ૧૪૫૧ | સ્વાધ્યાય, ૯, ૨, ૨૨૭–૩૧ | ૧૦૬ |
| ૫૦ ભૂવાટીંબીનો શિલાલેખ | ૧૪૫૭ | ઇ.કા., ૬૦ | ૧૦૮ |
| ૫૧ સોમનાથ પાટણનો શિલાલેખ | ૧૪૬૨ | ઇ.કા., ૬૨ | ૧૦૯ |
| ૫૨ લોઢવાનો પાળિયાલેખ | ૧૪૯૯ | ઇ.કા., ૭૨ | ૧૧૦ |

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | પા.ટી. ૨ | સંપા. | સંગ્ર. |
| ૫ | ૨ | લેખો | લેખ |
| ૧૨ | ૧૪ | મુહમ્મદ | મહમૂદ – સં. |
| ૧૮ | ૧૨ | कारिर्तं | कारित |
| | ૨૨ | वूर्णपाल | पूर्णपाल |
| | ૨૩ | षुण्य | पुण्य |
| ૧૯ | પા.ટી. ૩ | સંપા. | સંગ્ર. |
| ૨૬ | ૧૦ | श्रीमन्नह° | श्रीमन्मह° – સં. |
| ૨૯ | ૧૪ | અહંમદશાહ | મહંમદશાહ – સં. |
| | ૨૧ | ક યપ | કશ્યપ |
| ૪૮ | ૧૬ | જેત્ર | જૈત્ર |
| ૫૬ | ૨૪ | પુ. ૩૦, અંક ૪ | પુ. ૩૦ |
| ૬૭ | ૧૬ | મહમ્મદ | મહમૂદ – સં. |
| ૭૩ | ૧૮ | श्रत्वा | श्रुत्वा |
| ૭૪ | ૮ | [ हद्र ] क्षितीश° | [ हदर ]क्षितीश° |
| | ૧૦ | चक्रेघ° | चक्रे घ° |
| | ૧૬ | ३६ | ३६ श्री चित्रकूटोदयशैलशृंगे |
| ૮૦ | ૨૪ | माध | माघ |
| ૮૪ | ૭ | મુહમ્મદશાહ | મહમૂદશાહ – સં. |
| | ૧૯ | वाधेला | वाघेला |
| ૮૬ | ૧૮ | અહમદ ૨ જો | અહમદ ૩ જો – સં. |
| ૧૦૪ | ૫ | સપ્પા | સાપા |
| | ૧૮ | सापा | सप्पा |
| ૧૨૦ | ૯ | સામવેદ | સંગીતવેદ – સં. |
| ૧૩૦ | ૯ | પતસી | પટસી |
| | ૧૩ | सौमाग्य | सौभाग्य |
| ૧૭૭ | ૧૦ | હલવદ | હળવદ |
| ૧૮૧ | ૧૮ | बि. સં. ૧૪૪૮ | વિ. સં. ૧૫૮૩ શાકે ૧૪૪૮ |

# પૂર્તિ

લેખ નં. ૩ જયસિંહના પુત્ર મહીપાલદેવ અર્થાત્ ચૂડાસમા રાજા જયસિંહ ૨ જાના પુત્ર મહીપાલદેવ ૫ મા

લેખ નં. ૪ નાસિરુદ્દીન અર્થાત્ નાસિરુદ્દીન મુહમ્મદશાહ

લેખ નં. ૧૪-૧૫ અ(મ)હંમદશાહનો પુત્ર મહંમૂદ અર્થાત્ મુહમ્મદશાહ ૨ જાનો પુત્ર મહમૂદ ૧લો

લેખ નં. ૧૬ મિહિમૂંદ અર્થાત્ મહમૂદ ૧ લો

લેખ નં. ૧૮ મહમૂદ અર્થાત્ મહમૂદ ૧ લો

લેખ નં. ૧૯ અ શ્રેષ્ઠિક આજાને બદલે શ્રેષ્ઠી કાજ વાંચો.

લેખ નં. ૨૧ મહમૂદ અર્થાત્ મહમૂદ ૧ લો

લેખ નં. ૨૨ મદાફરશાહ અર્થાત્ મુઝફ્ફરશાહ ૨ જો

લેખ નં. ૨૩ મુદાફર અર્થાત્ મુઝફ્ફરશાહ ૨ જો

લેખ નં. ૨૫ મુદાફરશાહ અર્થાત્ મુઝફ્ફરશાહ ૨ જો

લેખ નં. ૨૬ મદાક અર્થાત્ મુઝફ્ફરશાહ ૨ જો

લેખ નં. ૨૭ મુદાફર અર્થાત્ મુઝફ્ફરશાહ ૨ જો

લેખ નં. ૨૮ મહમૂદસાહ અર્થાત મહમૂદશાહ ૧ લો

લેખ નં. ૩૫-૩૬ મહિમૂંદશાહ અર્થાત્ મહમૂદશાહ ૩ જો

લેખ નં. ૫૩-૫૪ મહીપાલ અર્થાત્ રા' મહીપાલ ૪ થો

લેખ નં. ૫૫ મહીશ અર્થાત્ રા' મહીપાલ ૪ થો

લેખ નં. ૫૬ મહીપાલ અર્થાત્ રા' મહીપાલ ૪ થો

લેખ નં. ૫૭ ખંગાર અર્થાત્ રા' ખેંગાર ૪ થો

લેખ નં. ૫૮ જયસિંહદેવ અર્થાત્ રા' જયસિંહ ૨ જો

લેખ નં. ૫૯ મહીપાલ અર્થાત્ રા' મહીપાલ ૫ મો

લેખ નં. ૭૪-૭૫ જયસિંહ અર્થાત્ રા' જયસિંહ ૩ જો

લેખ નં. ૭૬-૭૭ મહીપાલ અર્થાત્ રા' મહીપાલ ૬ ઠ્ઠો

લેખ નં. ૭૮, ૮૦ મંડલીક–મંડલિક અર્થાત્ રા' મંડલીક ૩ જો

લેખ નં. ૯૮ આ અભિલેખ નાની ઉમરવાણ (તા. હાલોલ, જિ. પંચમહાલ) ગામના કૂવાની દીવાલ ઉપર મળેલો છે.

નં. ૧

# ખંભાતનો શિલાલેખ, વિ. સં. ૧૩૬૬*

આ લેખ ખંભાતમાં આવેલા સ્તંભન-પાર્શ્વનાથના મંદિરમાં એક શિલા ઉપર કોતરેલો છે. વડોદરાની સેંટ્રલ લાઈબ્રેરીના સંસ્કૃત સાહિત્ય વિભાગના નિરીક્ષક સદ્ગત શ્રાવક શ્રીયુત ચિમનલાલ ડાહ્યાભાઈ દલાલ એમ. એ. તરફથી મને આ લેખની નકલ મળી છે. લેખનો સાર આ પ્રમાણે છે:-

સંવત્ ૧૩૬૬ની સાલમાં[૧] સ્તંભનપુર[૨] એટલે ખંભાત શહેરમાં, જ્યારે પૃથ્વીતલને પોતાના પરાક્રમથી આંજી નાખનાર અલાવદીન બાદશાહનો પ્રતિનિધિ અલ્પખાન રાજ્ય કરતો હતો તે વખતે, જિનપ્રબોધસૂરિના શિષ્ય શ્રીજિનચંદ્રસૂરિના ઉપદેશથી ઉકેશવંશવાળા સાહ જેસલ નામના સુશ્રાવકે શ્રાવકની પોષધશાલા સહિત અજિતદેવ તીર્થંકરનું ભવ્ય મંદિર બંધાવ્યું. સાહ જેસલ જૈન ધર્મનો પ્રભાવિક શ્રાવક હતો. તેણે ઘણા યાચકોને અને પોતાના સમાનધર્મીઓને વિપુલ દાન આપી તેમના દારિદ્ર્યનો નાશ કર્યો હતો. ઘણા આડંબરવાળા નગરપ્રવેશપૂર્વક તેણે શત્રુંજય અને ગિરનાર આદિ મહાતીર્થોની સંઘ સાથે યાત્રા કરી હતી. પાટણમાં તેણે શાંતિનાથ દેવનું વિધિચૈત્ય બંધાવ્યું હતું અને તેની સાથે પોષધશાલા પણ બંધાવી હતી. તેના પિતાનું નામ સાહ કેશવ હતું અને તેણે જેસલમેરમાં પાર્શ્વનાથ તીર્થંકરનું સંમેતશિખર એવા નામે વિધિચૈત્ય કરાવ્યું હતું. સાહ જેસલને સાહ રાજુદેવ, સાહ વોલીય, સાહ જેહડ, સાહ લખપતિ અને સાહ ગુણધર એટલા ભાઈઓ હતા; અને સાહ જયસિંહ, સાહ જગધર, સાહ સલખણ, સાહ રત્નસિંહ આદિ પુત્રો હતા.

આ લેખમાં જણાવેલો બાદશાહ અલાવદીન તે સુપ્રસિદ્ધ બાદશાહ અલાઉદ્દીન ખિલજી છે, જેણે સૌથી પ્રથમ ગુજરાતને મુસલમાની સત્તા તળે આણ્યું હતું અને સર્વસાધારણમાં તે અલાઉદ્દીન ખૂનીના નામે ઓળખાય છે. લેખમાં બીજું નામ અલ્પખાનનું છે, તે તવારીખો પ્રમાણે અલાઉદ્દીન બાદશાહનો સાળો થતો હતો અને ગુજરાતનો પ્રથમ સૂબો મનાય છે. (જુઓ ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ, પૃ. ૨.)

---

* जिनविजय, प्राचीनजैनलेखसग्रह, भा. २, ले. ४४७

૧. ઈ. સ. ૧૩૦૯-૧૦. -સંપા.

૨ અહીં 'સ્તંભતીર્થ' જોઈએ સ્તંભનપુર તો થામણા (ઉમરેઠ પાસે) છે. -સં.

પાઠ *

ओं अर्हं ॥ संवत् १३६६ वर्षे प्रतापाक्रातभूतलश्रीअलावदीनसुरत्राणप्रतिशरीर-श्रीअलपखानविजयराज्ये श्रीस्तम्भतीर्थे श्रीसुधर्मास्वामिसंताननभोनभोमणिसुविहितचूडामणि-प्रभुश्रीजिनेश्वरसूरिपट्टालङ्कारप्रभुश्रीजिनप्रबोधसूरिशिष्यचूडामणियुगप्रधानप्रभुश्रीजिनचन्द्रसूरिगुरूप-देशेन उकेशवंशीयसाहजिनदेवसाहसहदेवकुलमण्डनस्य श्रीजेसलमेरौ श्रीपार्श्वनाथविधिचैत्यकारित-श्रीसम्मेतशिखरप्रासादस्य साहकेसवस्य पुत्ररत्नेन श्रीस्तम्भतीर्थे निर्मापितसकलस्वपक्षपरपक्ष-चमत्कारिनानाविधमार्गणलोकदारिद्रयमुद्रापहारिगुणरत्नाकरस्य गुरुगुरुतरपुरप्रवेशकमहोत्सवेन संपादितश्रीशत्रुजयोज्जयंतमहातीर्थयात्रासमुपार्जितपुण्यप्राग्भारेण श्रीपत्तनसंस्थापितकोद्दडिकालङ्कार-श्रीशान्तिनाथविधिचैत्यालयश्रीश्रावकपौषधशालाकारापणोपचितसमरयशःसभारेण भ्रातृसाहराजु-देव-साहवोलिय-साहजेहड-साहलषपति-साहगुणधरपुत्ररत्न-साहजयसिंह-साहजगधर-साहसलषण-साहरत्नसिंहप्रमुखपरिवारसारेण श्रीजिनशासनप्रभावकेण सकलसाधर्मिवत्सलेन साहजेसलसुश्रावकेण कोद्दडिकास्थापनपूर्वं श्रीश्रावकपौषधशालासहितः सकलविधिलक्ष्मीविलासालयः श्रीअजितस्वामि-देवविधिचैत्यालयः कारित आचन्द्रार्कं यावन्नन्दतात् ॥ शुभमस्तु । श्रीर्भूयात् श्रमणसंघस्य । श्रीः ।

---

* રત્નમણિરાવ ભી. જોટ, ખભાતનો ઇતિહાસ, પરિ. ओ, લે. अं(१)

ન. ૨

# પેટલાદની વાવનો શિલાલેખ, વિ. સં. ૧૩૮૦*

પેટલાદની બાબા અર્જુનશાહની દરગાહમાં એમની કબર પાસે એક છૂટો શિલાલેખ પડેલો છે. એ ટોચે તેમ જ નીચેના ભાગમાં અંશત: તૂટેલો છે. એમાં ફારસીમાં અને સંસ્કૃતમાં દ્વિભાષી લેખ કોતરેલા છે. એમાં વાવ કરાવ્યાની અને એના નિભાવ માટે ૨૦ કુંભા જમીનનું દાન દીધાની હકીકત જણાવી છે. બંને લેખ શિલાને થયેલા નુકસાનને લીધે અધૂરા છે ને એ બે સરખાવવાથી જ કેટલીક અગત્યની વિગતો જાણી શકાઈ છે. વાવ દિલ્હીમાં સુલતાન ગિયાસુદ્દીન તુગલુક રાજ્ય કરતો હતો તે દરમ્યાન બંધાઈ હતી. નોંધેલી મિતિ ઈ. સ. ૧૩૨૩ ની ૨૦ મી ડિસેમ્બર છે. સંસ્કૃત લેખનાં પાઠ અને ભાષાંતર ઈસ્ટર્ન સર્કલ, કલકત્તાના (ત્યારે) ઑફિસિએટિંગ આર્કિયૉલૉજિકલ સુપરિન્ટેન્ડન્ટ શ્રી. કે. એન. દીક્ષિતે પૂરાં પાડેલાં છે.

પાઠ

१. ओं संवत् १३८० वर्षे पौष वदि ७ दुलिहेजा चं. २०
२. [भ]ेमावद्येह योगिनीपुराधिष्ठितमहाराजाधिराज-
३. श्रीमत्सुरत्राणश्रीगयासदीनविजि(ज)यराज्ये तन्नियुक्त....
४. णाहिल्लपत्तनश्रीदीवानादेशेन पेटिलापद्रमण्डलकरणि-
५. श्रीबदरदीनअवुबकअहमदअमीरकोहप्रतिपत्तौ[1] पेटिल ...[2]
६. [ए]ष[3] श्रीअ[र्जुन]घोरीसन्निधौ स्कम्भतीर्थवास्तव्येन(ने)....
७. ....[इ]ल ऊषमान शीराजेन जीर्णोद्धार कूप वहाए....
८. ....क(के)नाघाटे क्षेपित भूमि कुभा २० वि[शति क]....
८. ....स्थले श्रीठक्कुरै[:] पालनीयानि

पारसी लिखितं

* એપિગ્રાફીઆ ઇન્ડો-મોસ્લેમિકા, ૧૯૧૫-૧૬, પૃ ૧૮

૧ पेटिल[ापद्रे]-सं.

२-३ [शेखुलमशै]ष—ઝેડ એ દેસાઈ

ભાષાંતર

ૐ વિ. સં. ૧૩૮૦ના પોષ વદ ૭ હુલિહેજા (ઝુલહિજ્જા) માસના ૨૯મા રોજે મંગળવારે મહારાજાધિરાજ શ્રીમાન સુલતાન ગયાસદીન( ગિયાસુદીન )ના વિજય-રાજ્યમાં તેણે (સુલતાને) નીમેલા....... અણહિલ્લપત્તનના દીવાનના હુકમથી પેટિલાપદ્ર મંડલના અધિકારી બદરદીન અબુબક અહમદ અમીર કોહ (બદ્રઉદ્દીન અબુબક અહમદ અમીર-ઇ-કોહ)ની મંજૂરીથી આબા અર્જુન ઘોરીના સાન્નિધ્યમાં પેટિલ માં સ્કંભતીર્થ (ખંભાયત)નાં રહેવાસી ઇસ્માઇલ ઉસ્માન શીરાંજે ('ઇસ્માઇલ ઉસ્માન શીરાઝીએ) આઘાટથી ઉપલક્ષિત ૨૦ કુંભા જમીન આપી....... વાવને સમરાવી....... શ્રીઠકુરોએ (આ દાનને) રક્ષવાં ઘટે. ફારસીમાં (પણ) લખ્યું છે.

—

નં. ૩

# ઓસાનો પાળિયાલેખ, વિ. સં. ૧૪૩૫*

આ અભિલેખ જૂનાગઢ રાજ્યના ઓસા× ગામની પૂર્વે અને નદીની દક્ષિણે આવેલ દેરીમાં ખોડેલા પાળિયા પર કોતરેલો છે. અભિલિખિત ભાગ ૧′ ૪″ લાંબો અને ૯″ ઊંચો છે.

એ જૂનાગઢ( જીર્ણપ્રાકાર )માં થાણાદાર મહામલિક મુહમ્મદ સદીકના અને મહારાણા જયસિંહના પુત્ર રાવલ મહીપાલદેવના શાસનનો નિર્દેશ કરે છે ને નોંધે છે કે ઓસા ગામની ગાયોનું રક્ષણ કરતાં વિ. સં. ૧૪૩૫ ના પૌષ શુદિ બીજ ને ગુરુવારે (તા. ૨૨–૧૨–૧૩૭૮ ) કાઠીઓ સાથે થયેલા યુદ્ધમાં રાવલ કાહાનો પુત્ર વણુલ મૃત્યુ પામ્યો.

અભિલેખનું મહત્ત્વ એ છે કે એ સ્થાનિક ચૂડાસમા રાજાની પહેલાં જૂનાગઢના મુસલમાન થાણાદારનું નામ આપે છે. આપણે જાણીએ છીએ કે દિલ્હીના બાદશાહ મુહમ્મદ તુગલુકે હિ. સં. ૭૬૦( વિ. સં. ૧૪૦૬ )માં જૂનાગઢ તાબે કર્યું હતું ને ત્યાંના રાવને ખંડણી આપવા ફરજ પાડી હતી. એમ જણાય છે કે એણે ગુજરાતના નાઝિમની નીચે સોરઠનો વહીવટ કરવા જૂનાગઢમાં નિયમિત થાણાદાર મૂક્યો હતો. અભિલેખના સમયે બાદશાહ ફીરોઝ તુગલુકે નીમેલો ગુજરાતનો નાઝિમ ફરહતુ-ઉલ્-મુલ્ક રાસ્તિ હતો.

* ડિસકળકર, પુરાતત્ત્વ, પુ. ૨, પૃ ૩૦૩, ઇન્સ્ક્રિપ્શન્સ ઑફ્ કાઠિયાવાડ, નં. ૩૯
× તા માગરોલ, જિ. જૂનાગઢ —સં.

पाठ

१. ॥ स्वस्ति श्री[१]उग्रामे संवत् १४३५ वर्षे पौष शुदि द्वितीया
२. ॥ गुरौ[२] अद्येह श्रीजीर्णप्रारे[३] श्रीमंगल एहिक (?) सलही
३. ॥ थाने। महामलिक श्रीममद सदीक श्रीमहारा-
४. ॥ ण श्रीजयसिंहसा[४] सुत राउल महिपालदेव वि-
५. ॥ जयराज्ये प्रतिश्री आलासे ? स्य उसाग्रामसक्तगौ-
६. ॥ काठीसन्नं मेलीकारेण वालि लवण रावल भ....का-
७. ॥ हासुत वणल कटाईत माता नागिणी कलि पावण
८. ॥ रासा जिवा हर गागनी मा समभवत्

---

१. उसा° २. बुधे ३. °प्राकारे ४ जयसिंहस्य

નં. ૪

# અવાણિયાનો પાળિયાલેખ, વિ. સં. ૧૪૪૭*

આ અભિલેખ અવાણિયા[1] ગામમાં માત્રીનો પાળિયો તરીકે ઓળખાતા પાળિયા પર કોતરેલો છે. એનું માપ ૧' ૪"×૧' ૪" છે.

એ જે વિ. સં. ૧૪૫૨ના માંગરોળ અભિલેખમાં પણ જણાવેલ છે તે સુલતાન નાસિરુદ્દીનના રાજ્યકાલ દરમ્યાન વિ. સં. ૧૪૪૭ માં ફાલ્ગુન સુદિ ૫ ને ગુરુવારે (તા. ૯-૨-૧૩૯૧) એક યોદ્ધો જેનું નામ અવાચ્ય છે તેનું મૃત્યુ નોંધે છે.

પાઠ

१. स्वस्ति श्री संवत् १४४७
२. वर्षे फाग[ण*] सुदि ५ गुरु-
३. दिने सुरत्राणनिसर-
४. दीनराजे अदि्वाणी-
५. आग्रामे राजदेवासी-
६. हसहितेन

---

* ઇ. કો., નં. ૪૯
૧ તા. માળિયા-હાટીના, જિ. જૂનાગઢ

નં. ૫

# માંગરોળનો શિલાલેખ, વિ. સં. ૧૪૫૨*

આ અભિલેખ સફેદ આરસ પર કોતરેલો છે. એ પહેલાં માંગરોળમાં શોધાયો હતો પણ પછી એને જૂનાગઢ મ્યુઝિયમમાં ખસેડયો હતો, જ્યાં એ હાલ રહેલો છે. આ લેખ જે સંસ્કૃતમાં છે તેની ઉપર ફારસી લિપિમાં બીજો લેખ છે. આપણો લેખ ૧૮" લાંબો અને ૬" પહોળો છે ને સારી હાલતમાં છે.

આ અભિલેખ પહેલાં 'રિવાઇઝડ લિસ્ટ ઓફ ઍન્ટિકવેરિયન રિમેઇન્સ ઇન ધ બોમ્બે પ્રેસિડન્સી'ના પૃ. ૨૪૬ પર પ્રસિદ્ધ થયો હતો.

એ જણાવે છે કે વિ. સં. ૧૪૫૨માં જ્યારે યોગિનીપુર( અર્થાત્ દિલ્હી )માં પાતશાહ નસરતખાન રાજ્ય કરતો હતો અને તેના વતી દફરખાન ગુજરાતના પ્રાંતનો વહીવટ કરતો હતો ત્યારે મલિક યાકૂબ માંગરોળ( મંગલપુર ) સંભાળતો હતો. એનો ભાઈ મલિક મૂસા, જે કોટવાલ હતો તેણે શહેરનો લોખંડી દરવાજો કરાવ્યો. આ મિતિએ તા. ૭–૫–૧૩૯૬ આવે છે.

ઉપર જણાવેલો પાતસાહ નસરતખાન નિઃસંશય પાદશાહ નાસિરુદ્દીન મુહમ્મદ તુગલુક ( ૨ જો ) છે ને દફરખાન એનો ગુજરાતનો નાઝિમ ઝફરખાન છે ( બો. ગે., પુ. ૧, ભા. ૧, પૃ. ૨૩૨ ). આ અભિલેખની મિતિ પછી કેટલાક સમયે ઝફરખાને દિલ્હી પાદશાહની વફાદારી ફગાવી દીધી ને સ્વતંત્ર વંશ સ્થાપ્યો, જે પછીના સમયમાં ગુજરાતના સુલતાનો તરીકે ઓળખાયો.

પાઠ

१. सवत् १४५२ वर्षे वैशाख वदि १५ रवौ श्रीयोगिनीपुरे[1] पातसाहि श्रीनसरथतिज[2]-
२. राज्ये तन्नियुक्तश्रीगूर्जरधरित्र्यां श्रीदफरषाने राज्यं कुर्व्वति इह सुराष्ट्रायां श्रीमंग-
३. लपुरे [ रायमूलतालीयजवयसीसुत घनीम (?) ] मलिकश्री आकूबे [मुद्रा]व्यापारं कु-
४. र्व्वति बाधव कोटवाल मलिकश्रीमूसानाम्ना प्रतोलीद्वयेपि निविडलोहजटिता
५. कपाटयुगली प्रत्येकं कारिता ॥ लोकरक्षार्थं ॥ तोरकी लिपिः कादी बदरदीन
६. षोजा[3] जहीरसुतेन लिखिता ॥ सूत्र राणिगसुत सूत्रवीरधवलेन उट्टंकिता ।

---

* ઇ. ઇ., નં. ૫૫

૧. અર્થાત્ દિલ્હી ૨. અર્થાત્ નસરતખાન

૩. અર્થાત્ खोजा

નં. ૬

# વેરાવળનો શિલાલેખ, વિ. સં. ૧૪૬૪*

જૂનાગઢ રાજ્ય તાબે વેરાવળમાં માંડવી ચોકમાંના પોલીસ થાણામાં ફારસી અને સંસ્કૃતમાં લખેલો દ્વિભાષી લેખ કોતરેલી શિલા છે. ફારસી લેખની નીચે કોતરેલ સંસ્કૃત લેખનું માપ લંબાઈમાં ૨૨ ઇંચ અને પહોળાઈમાં ૩ ઇંચ જ છે.

એમાં આરંભે વિ. સં. ૧૪૬૪ના ચૈત્ર વદિ ૨ ની મિતિ આપી છે (તે દિવસે તા. ૧૪–૩–૧૪૦૮ આવે છે.) ને એમાં સુલતાન દફરખાન મુઝફ્ફરના રાજ્યનો ઉલ્લેખ છે. લેખ વધુમાં જણાવે છે કે મહામલિક ફજરલ અહમદે શહેરને ફરતી દીવાલ કરાવી, જે શ્રાવણ વદ ૧૩એ પૂરી થઈ હતી.

દફરખાન જે મૂળમાં દિલ્હી પાદશાહનો ગુજરાતનો નાઝિમ હતો તેણે મુઝફ્ફરના નામે લગભગ વિ. સં. ૧૪૬૩ માં સ્વતંત્રતા ધારણ કરી હતી. (જુઓ ઑ.ગે. – હિસ્ટરી ઑફ ગુજરાત, પૃ. ૨૩૪.)

પાઠ

१. संवत् १४६४ वर्षे चैत्र वदि २ पूर्वं श्रीप्राकारमुहूर्तं करी श्रीदफरषान [श्रीसाहि] पातसाह-

२. मुदाफरसुलतानविजयराज्ये महामलिकश्री फजरल अहमद........कारा-

३. पिता श्रावण वद १३ निष्पन्न सुभं भवतु कल्याणमस्तु ॥

* ઇ. કો., નં. ૬૩

# ધોળકાની વાવનો શિલાલેખ, વિ. સં. ૧૪૬૬*

ધોળકા એ ગુજરાતનું એક ઐતિહાસિક નગર છે. ત્યાં સોલંકી, વાઘેલા અને મુસ્લિમ કાલના અનેક શિલાલેખ નજરે પડે છે. એમાં સિદ્ધનાથ મહાદેવના મંદિર પાસે આવેલી જૂની વાવના પ્રવેશદ્વાર પર રહેલો શિલાલેખ એ ગુજરાતની વાવોના શિલાલેખોમાં નોંધપાત્ર છે.

આ લેખ એક લંબચોરસ તકતી પર કોતરેલો છે. એ તકતી ૨' ૮¾" લાંબી અને ૧' ૧" પહોળી છે. લેખ કુલ ૧૮ પંક્તિનો છે ને દરેક પંક્તિમાં સરેરાશ ૬૦ અક્ષર છે. લેખ દેવનાગરી લિપિમાં કોતરેલો છે. એની ભાષા સંસ્કૃત છે. આરંભિક વાક્ય ગદ્યમાં છે; એ સિવાયનો બાકીનો બધો ભાગ પદ્યમાં છે. પદ્યમાં કુલ ૧૭ શ્લોક છે, જેની રચના શાર્દૂલવિક્રીડિત (શ્લો. ૧, ૭), સ્રગ્ધરા (શ્લો. ૨), મંદાક્રાન્તા (શ્લો. ૩, ૧૪, ૧૫), અનુષ્ટુભ (શ્લો. ૪, ૮, ૯, ૧૦, ૧૩, ૧૭), રથોદ્ધતા (શ્લો. ૫), માલિની (શ્લો. ૬, ૧૨), ઇન્દ્રવજ્રા (શ્લો. ૧૧) અને શાલિની (શ્લો. ૧૬) એવા વિવિધ છંદોમાં કરેલી છે.

લેખની મિતિ વિક્રમ સંવત ૧૪૬૬ શક વર્ષ ૧૩૩૨ ના જ્યેષ્ઠ સુદિ દશમી અને બુધવારની છે. એ સમયે ધવલમંડલ શ્રી મદફ્ફર પાતશાહની હકૂમત નીચે હતું અને સહદેવ એ મંડલનો અધિકારી હતો.

શ્લોક ૧માં પોતાના દશ અવતારો વડે દૈત્યોના ઉપદ્રવથી રક્ષણ કરનાર, યોગીશ્વરોના હૃદયમાં રહેલા અને પાતક દૂર કરનાર હરિ (વિષ્ણુ)ની સ્તુતિ કરવામાં આવી છે. પછી શ્રી ટક્ક નામે વીરવંશની પ્રશસ્તિ કરી છે (શ્લો. ૨). એ વંશમાં મલ્હાણ ગોત્રમાં આશાપાલ નામે રાજમુદ્રાધિકારી થયો (શ્લો. ૩). એ મિત્રો, બંધુઓ, સેવકો અને દુઃખિતોની આશાઓ સર્વદા પાળતો પોતાનું નામ સાર્થક કરતો હતો (શ્લો. ૪). એને પૂર્ણપાલ નામે પુત્ર હતો, જે સચિવેશ્વર થયો અને પરમાર્થ કરવામાં અગ્રણી હતો (શ્લો. ૫). એનો પુત્ર સહદેવ પાતસાહનો માનીતો હતો અને ભારે પ્રતાપી તથા યશસ્વી હતો (શ્લો. ૬). એને જાણે વિધાતાએ જ લોકોપકારની બુદ્ધિ અર્પી હતી (શ્લો. ૭). એનો આશાચંદ્ર નામે પુત્ર દેવલોક પામ્યો. એના અકાળ મરણથી એનાં માતાપિતા બહુ દુઃખી થયાં; વિશેષતઃ પોતાના નિઃસંતાનત્વને લઈને (શ્લો. ૮–૯). પિતા સહદેવ અને માતા સાધૂ પોતાના પુત્રના પુણ્યાર્થે પ્રવૃત્ત થયાં અને એ પ્રવૃત્તિ દ્વારા પોતાના વાત્સલ્યને અનુરૂપ હર્ષ પામવા લાગ્યાં (શ્લો. ૧૦–૧૧). પોતાના પુત્રના પુણ્ય માટે સતત દ્રવ્યનું દાન કરતા સહદેવે સાર્વજનિક પરમાર્થ માટે ઇચ્છા કરી અને આ અદ્‌ભુત વાવ કરાવી (શ્લો. ૧૨–૧૩). પછીના ત્રણ શ્લોકોમાં વાવની પારમાર્થિક

* હરિપ્રસાદ શાસ્ત્રી, "સ્વાધ્યાય," પુ. ૧, પૃ. ૮૪–૮૭; 'પથદીપ,' પૃ. ૯૩–૯૬

ઉપયોગિતાનું; વાવ બંધાવનાર સ્વામીના કીર્તનનું તથા વાવના શીતળ જળથી પોતાની તૃષા છિપાવતા પથિકોના આશીર્વાદનું નિરૂપણ કરેલું છે (શ્લો. ૧૪–૧૬). એ પછી शिवमस्तु सर्वजगत. ॥ श्री ॥ એવાં મંગલવાચક પદ આવે છે એ પરથી મૂળ લેખ અહીં સમાપ્ત થતો હોવાનું સૂચિત થાય છે.

એ પછી વળી એક શ્લોક આપેલો છે, જેમાં બે સ્ત્રીઓ પોતાના પતિની પાછળ સતી થઈ હોવાનું જણાવેલું છે. આ શ્લોકમાં પતિનું નામ કે પત્નીઓનાં નામ આપવામાં આવ્યાં નથી, પરંતુ પૂર્વાપર સંબંધથી સહદેવના મૃત્યુપ્રસંગે એની બે પત્નીઓ સતી થઈ હોવાનું સૂચિત થાય છે. આ પરથી એવું માલૂમ પડે છે કે વાવ બંધાવ્યાને લગતો મૂળ લેખ સહદેવની હયાતી દરમ્યાન એ વખતે જ લખાયો અને કોતરાયો હશે, જ્યારે સતી થયાને લગતો આ શ્લોક એના મૃત્યુ પછી એ લેખના અંતે ઉમેરવામાં આવ્યો હશે. પુરવણીના શ્લોક પછી પણ मगल॥ श्री ॥ એવાં મંગલપદ મૂકેલાં છે.

લેખની મિતિ ઈ.સ. ૧૪૧૦ની ૧૪મી મેની બરાબર છે. ત્યારે ગુજરાતમાં સ્વતંત્ર સલ્તનતનાં પગરણ થઈ ચૂક્યાં હતાં. ગુજરાતના સૂબા ઝફરખાન ઊર્ફે મુઝફ્ફરખાને હિ.સ. ૮૧૦(ઈ.સ. ૧૪૦૭)માં સુલતાન મુઝફ્ફરશાહ તરીકે રાજસત્તા ધારણ કરી હતી ને એ હિ.સ. ૮૧૩(ઈ.સ. ૧૪૧૦)ના જૂનમાં મરણ પામ્યો. એ અગાઉ જાન્યુઆરીમાં બિમાર પડતાં એણે પોતાના પૌત્ર અહમદશાહને તખતનશીન કર્યો હતો.[1] ટક્ક નામે જે વંશનો અહીં ઉલ્લેખ આવે છે, તે ટાંક અથવા તાંક નામે જાતિને લગતો હોવા સંભવે છે. પદ્માવતીનો નાગવંશ તાકવંશ કહેવાતો. એ લોકો તક્કદેશ(પંજાબ)થી દક્ષિણે આવ્યા અને રાજસ્થાન, માળવા અને મધ્ય ભારતમાં સત્તાધીશ થયા. ટાંક રાજપૂતોમાં તાક કુલનું નામ જળવાઈ રહ્યું છે.[2] સુલતાન મુઝફ્ફરશાહનો બાપ વજીહ ઉલમુલ્ક મુસલમાન થયો તે પહેલાં ટાંક જાતિનો સહારન નામે રાજપૂત હતો.[3] ‘રત્નકોશ’ની એક હસ્તપ્રતમાં રાજવંશોમાં જણાવેલો ટાંકવંશ એ આ વંશ હોવાનું જણાય છે.

મલ્હાણ ગોત્ર એ ગોત્રપ્રવરોને લગતા ગ્રંથોના ‘ગોત્રપ્રવરનિબન્ધકદમ્બક’ નામે સંગ્રહમાં જણાવેલું નથી.

ધવલમંડલ એટલે ધવલક્ક(ધોળકા) વિભાગ. સોલંકી રાજ્યમાં રાજ્યના મુખ્ય વહીવટી વિભાગને ‘મંડલ’ કહેતા. મુસ્લિમ વહીવટમાં એને માટે ‘ઇલાકો’ કે ‘જિલ્લો’ જેવું કંઈ નામ પ્રચલિત થયું હશે, પરંતુ અહીં સંસ્કૃત લેખમાં ‘મંડલ’ શબ્દ પ્રયોજાયો છે.

આશાપાલને ‘રાજમુદ્રાધિકારી’ કહ્યો છે. એના પુત્ર પૂર્ણપાલને ‘સચિવેશ્વર’ કહ્યો છે ને એના પુત્ર સહદેવને ‘પાતસાહનો માન્ય’ અને ‘પ્રભુ’ સ્વામી કહ્યો છે એ પરથી આ કુટુંબમાં વહીવટી હોદ્દા ઓછામાં ઓછી ત્રણ પેઢીથી ચાલુ હોવાનું ફલિત થાય છે.

૧. એસ. સી મિશ્ર, ધ રાઈઝ ઑફ મુસ્લિમ પાવર ઇન ગુજરાત, પૃ ૧૬૦ અને ૧૬૬ના આધારે, અગાઉના લખાણમાં સુધારો કર્યો છે.—સ.

૨. ૨.ભી. જોટ, ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ ઇસ્લામ યુગ, ભાગ ૧, પૃ. ૨૦૬–૦૮

૩ એજન, પૃ. ૩૦૨–૦૩

એ જમાનામાં સાધનસંપન્ન ગૃહસ્થને બે કે ત્રણ પત્ની હોય એ સામાન્ય હતું. સતી થવાનો રિવાજ પણ પ્રચલિત હતો. મૃત્યુ પામેલા પતિનું સહગમન કરવું એ સતીઓને સ્વર્ગની સીડી સમાન છે એવી એ સમયની માન્યતા આ લેખમાં પણ નજરે પડે છે.

મિતિની વિગતોમાં વિક્રમ સંવતના વર્ષની સાથે ઘણી વાર શક સંવતનું વર્ષ પણ આપવામાં આવતું. શ્રી ડિસકળકરે આ લેખ પુરાતત્ત્વ, પુ ૩, પૃ. ૧૭–૧૯ માં પ્રસિદ્ધ કરેલો.

પાઠ×

१. ॥ ५० ॥ सवत् १४६६ वर्षे शाके १३३२ प्रवर्त्तमाने अद्येह धवलमडलकरणे श्रीमदण्फरपातसाहराज्ये ज्येष्ट(ष्ठ) शुदि दशम्यां तिथौ बुधदिने प्रभुणा श्रीसहदेवे-

२. न आसचंद्रसुतश्रेयोऽर्थ वापीकीर्त्तनं कारितं ॥ विश्वे यः स्वदशावताररचनाचातुर्यवर्यो महादैत्योपद्रवरक्षणप्रवणधीर्धैर्यैकधामाद्भुतः । सर्वत्रस्थि-

३. तिभास्वरोऽपि हृदये योगीश्वराणां स्थितो देवः पातु दुरतपातकतमोभास्वान् स युष्मान् हरिः । १ वंशः श्रीटत्कनामा जगति विजयते प्रोच्चतायां प्रवृ-

४. त्तः श्रीमद्भिर्मर्त्यरत्नैरतुलभुजबलैः ख्यातिमद्भिः समंतान् । राजन्यानामिवेच्छा भवति सुचरिते भाग्यसौभाग्यभाजां यस्मिन् वीरांकुराणा

५. किल निखिलकलाकौशले च प्रकामं । २ वंशे जातो जगति विदिते तत्र मल्हाण-गोत्रे आशापालः सुकृतसबलो राजमुद्राधिकारी । चक्रे स्वार्थं वि-

६. दधदनिशं यः परार्थं मनीषी साधुस्त्वासीत् सदयहृदयो निर्दयो विद्विषां यः । ३ मित्राणा पोष्यवर्गस्य बंधूना दुःखितात्मनां । सर्वदा पालयन्नाशाश्चक्रे

७. स्व नाम सार्थक । ४ पूर्णपाल इति पूर्णसौहृदस्तत्सुतश्च सचिवेश्वरोऽजनि । योऽर्थि-सार्थपरितोषकारकः पुण्यकर्म्मसु जगर्ज्ज मेघवत् । ५ स जयति

८. सहदेवः सत्प्रभुस्तस्य पुत्रो विमलभुजबलश्रीः पातसाहस्य मान्यः । हयवरखुरलीला-क्षोभितद्वेषिवर्गो नयविनयविवेकैः ख्यातिमान् यः प्रतापी ॥ ६ ॥

९. धाता वीक्ष्य सुदुःखितं कलियुगेनापीड्यमान जन वुद्धि श्रीसहदेवसत्प्रभुहृदो लोकोप-काराय किं । प्रादात्तेन कृपालुमौलिमुकुटः पुण्यक्रिया सर्वदा ।

१०. दानाद्यैः कुरुतेऽथवास्ति सहज सर्वं हि भाग्याधिके ॥ ७ आशाचद्राभिधः सूनुस्त-दीयस्त्रिदिवं ययौ ॥ आचद्रार्कं स्थिरो नूनं धर्म्म एव भवे भवेत् ॥ ८ अकालमर-

११. णात्तस्य पितरौ । वहुदुःखितौ । विशेषान्निरपत्यत्वादतिचिन्ताकुलौ हृदि । ९ प्रभुश्री-सहदेवश्च साधृ नाम्नी च तत्प्रिया । तौ विवेकात् स्वपुत्रस्य पुण्यहेतोर्धृतो-

× પુન. પૃ. ૩ માં આપેલા પાઠના આધારે કરેલા સુધારાઓ સાથે. —સંપા.

१२. द्यमौ ॥ १० वात्सल्ययुक्तौ पितरौ स्वपुत्रभोगोपभोगप्रथितप्रसक्तेः । तारुण्यपुण्ये समये भवेतां हृष्टौ यतः स्नेहभरे दृढत्व । ११ व्यतनुत सहदेवः सत(त्)प्रभु-

१३. द्रव्यदानं स्वतनयसुकृताय स्नेहबंधाद्भुतत्वात् । अकृत च पुनरिच्छा निश्चला शब्द-सिद्ध्यै यदिह सहृदयाना जन्म विश्वोपकृत्यै । १२ जनकेन स्वपुत्रस्य श्रे-

१४. योऽर्थं च विनिर्म्ममे । वार्पीयं बहुविज्ञाना चित्तविस्मयकारिणी ॥ १३ वापी रम्या जलनिधिरिवांभोधिरेषास्ति पूर्णा पातालात् कि प्रकटमपतत् कुंडमेतत्

१५. सुधायाः । गगाश्रोत्र(स्रोत) किमिह सहसा प्रादुरासीत् प्रभावात् पुण्यप्राप्तेर्न तृडभिभवो देहिनामत्र यत् स्यात् ॥ १४ उत्कल्लोला यदिह बहुधा भाति वापी तृ-

१६. षार्त्ताः श्रान्ताः पान्थाः श्रमविरहिता वारि पीत्वा भवेयुः । मन्ये धन्यः प्रभुरभिनवात् कीर्त्तनाद् यद्यशःश्रीमत्प्रोचुर्यं प्रतिदिनमहो पूर्वजानामपूर्वं । १५

१७, आचंद्रार्क्कं नदतादत्र वापी तोयैः पूर्णा लोचनानददात्री । आशीर्वादे सादराः पाथ-सार्थाः पायं पाय शीतल वारि यस्यां ॥ १६ शिवमस्तु सर्वजगतः ॥ श्रीः

१८. सत्योः सहगमनेन प्रेमोल्लासोऽत्र को[ऽ]प्यभूत् । स्त्रीणा साहसयोगो हि स्वर्गे सोपान-पंक्तिवत् ॥ १७ मंगलं ॥ श्रीः ॥

---

न. ८

# કાંસાનો શિલાલેખ, વિ. સં. ૧૫૧૪*

આ શિલાલેખ કાંસા(તા. વીસનગર)ના એક ખેતરમાંથી મળ્યો હતો. એનું માપ ૧'–૮" × ૧'–૧" છે. લેખ અશુદ્ધ સંસ્કૃત ભાષામાં અને નાગરી લિપિમાં છે. લેખની મિતિ (વિ. સં.) ૧૫૧૪ ના માઘની અમાસ છે.[1] ગુજરાતના સુલતાન કુત્બુદ્દીનના વિજયરાજ્યકાલ(ઈ. સ. ૧૪૫૧–૫૯)મા આ ગામમાં કરેલા ભૂમિદાનની હકીકત એમાં આપી છે. ખતના સાક્ષીઓનાં નામ નીચે જુદા હસ્તાક્ષરમાં આપવામાં આવ્યાં છે.

---

* ઍન્યુઅલ રિપૉર્ટ ઑફ ધ આર્કિયોલૉજિકલ ડિપાર્ટમેન્ટ, બરોડા સ્ટેટ, ૧૯૩૭–૩૮, પૃ. ૨૯, ન. ૪૬. લેખના સારની નોંધ જ છે, લેખનો પાઠ આપ્યો નથી

૧ તા. ૧૩–૨–૧૪૫૮. —સંપા.

નં. ૯

# પ્રશ્નાવડાનો શિલાલેખ, સં. ૧૫૧૪[x]

સૂત્રાપાડાની પૂર્વે ૫½ માઇલના અંતરે જૂનાગઢ રાજ્યમાં આવેલા અતિપ્રાચીન નગર પસનાવડાના[1] દરબારગઢની દક્ષિણ દીવાલમાં દ્વિભાષી (ફારસી અને સંસ્કૃત) લેખ કોતરેલી આ પથ્થરની તકતી લગાવેલી મળી હતી. સંસ્કૃત ભાગનું માપ ૧' ૩½" × ૩' છે. લેખની ભાષા ઘણી અશુદ્ધ છે પરંતુ ભૂલો સહેલાઈથી શોધી શકાય છે.

અભિલેખનો આરંભ વિ. સં. ૧૫૧૪ના શ્રાવણ વદિ ૨ ને રવિવારની મિતિ-(તા. ૭–૮–૧૪૫૭)થી થાય છે તે એ જણાવે છે કે સુલતાન મલિક અસદ, મલિક મુહમ્મદનો પુત્ર અને મલિક મુબારકનો પૌત્ર (ગુજરાતના) સુલતાન કુત્બુદ્દીનના વતી દેવપાટણ(અર્થાત્ સોમનાથ પાટણ)નો ત્યારે વહીવટ કરતો હતો. એણે પસનાવડામાં કોટને ઘણા મજબૂત લોખંડી દરવાજા કરાવ્યા. આ કામ વિ. સં. ૧૫૧૪ ના મહા વદિ ૬ ને રવિવારે પૂરું થયું, એ દિવસે તા. ૫–૨–૧૪૫૮ આવે છે.[2]

પાઠ

१. ।। संवत् १५१४ वर्षे श्रावण वदि २ रवौ सुलतान श्री**कुतबदीन**विजिराज्ये श्री**देवपत्तन**-

२. ।। तः सुलतानप[द्री]मलिकश्री' मबारकसत मलिकश्रीमहंमदसत मलिक**श्रीअसद**ः

३. ।। किरीयाति वजे **पस्नावद** । कोटेन हपन्यात । अमारति साहाण्ड सरवीलवा बीरासिला

४. सूत्र पीम्मा सूत्र सुरा । सूत्र षला । सूत्र घीणा ।। १ ।। सूत्र सूहामिहि सूत्र सल । कायस्थ । सत सारगदे लप्यमिती । संवत्

५. १५१४ वर्षे माह वदि [६] रिवौ लप्यतं ।।

---

x ઇ. કા., નં. ૭૮

૧. પ્રશ્નાવડા, તા. પાટણ–વેરાવળ, જિ. જૂનાગઢ. —સં.

૨. ચૈત્રાદિ વર્ષ પ્રમાણે. —સં.

નં. ૧૦

# તારાપુરની વાવનો શિલાલેખ, વિ. સં. ૧૫૧૮*

મધ્ય ગુજરાતનાં ઐતિહાસિક સ્થળોની અમારી મુલાકાતના સંબંધમાં કેટલાંક વર્ષ ઉપર પ્રિન્સિપાલ ડૉ. ૨. માંકડ અને લેખક તારાપુર[1] ગયા હતા. અહીં અમે સ્થાનિક વાવમાં ગોખલામાં મૂકેલો શિલાલેખ જોયો. આ અભિલેખનો પાઠ[2] નીચે પ્રમાણે છે :

१. ओम् नमो गणपतये । श्रीमत्सर्वसुपर्वशेषखरकर प्रोद्यच्चकोरावली संपीताहि × × तर्वेंदुशेषिरनिशंसद्भिः सदा सेव्यते (?) । यस्तंदध प×व्य भक्तिवरदः श्वेतैकदंतद्वालात् × ×

२. सश्रीदास । सदा गजेन्द्र वदनस्ते सिद्धिबुद्धीश्वरः ॥ १ ॥ देशाः सन्ति भुवस्तले बहुगणाः सर्वेपि सर्वार्थदाः विश्वन्नैव विशेषतो विजयते श्रीगूज्र्जराख्ये (म)हान् ।

३. ⏑⏑रायणोज्र्जनगणैः ससेव्यमानो मुदा यस्मिन् सर्वगुणाग्रणीर्विजयते चेको विवेको गुणः ॥ २ ॥ भास्वद्देववरांशमेकमतुलं संचित्य चित्ते चिराच्चंचद्रा×ज्यभरप्रपंचचतुरायो राज्ये–क्ष्म्या वृतेः

४. सोयं श्रीमहिमूदनामनमितारातिं व्रजानि स्फुरे कीर्तिः श्रीविजयान्वितो विजयते श्रीपादशाहः प्रभु ॥३॥ तस्योज्जसद्गुणनिधेर्भुवि गूज्र्जरस्य देशस्य दक्षिणपयोधितटे-तिपुण्ये ।

५. नित्योत्सवैर्जयति देवकुलैः प्रसिद्धैर्गंधार नाम नगर प्रसिद्धं पृथिव्यां ॥ ४ ॥ य....क विभव संति विबुधाः सच्छात्रपारगमा नित्यं पुण्यवरा विवेकचतुराः पोताश्च दानव्रताः । नानादेशसमागतैः प्रवहणे नित्यं मोदप्रदं

६. तद्गंधारपुरं सदा विजयते ( धर्मा ) त्रियामास्यद ॥ ५ ॥ यस्मिन् पौरवनैरनेकबलिभिः शक्तिः सदा पूजिता गाधारी करुणा परा वितनुते नित्यं प्रजाना सुख-

७. रम्य गूज्र्जरमंत्रिसागरसरो नित्यं स्थिर × रोवितं ॥ ६ ॥ श्रीगंधारपुराधिपालनसत्कीर्तिः सतामग्रणी सच्छास्त्रार्थविचारणैकनिपुण सार्थो कृतार्थसदा ।

८. स्फूर्जय् वाहुबलप्रभावविजिताशति⏑ श्रीदा⏑⏑दासवंशतिलकः पंगारभूपश्चिरं ॥ ७ ॥ श्री श्री श्रीमालविशालपुण्य ⏑⏑⏑ ज्ञातौ महीमंडले विख्यातः सुकृतोल्लासद् गुणगणै श्री रा×डोभूत्पुरा

९. तत्सु × × भूमिपाल × मपा × × × × × × × × त्तमः ॥ ८ ॥ तनंदनः संचितपुण्य-राशी राजन्य ससत् प्रथितः प्रधानः पुण्याभाधान–

* અ. વ. પંડ્યા, વલ્લભવિદ્યાનગર સંશોધનપત્રિકા, વર્ષ ૧, અંક ૨, લેખ ૨૦ (પૃ. ૨૧–૨૨).

૧ તા. ખંભાત, જિ. ખેડા. —સં.

૨. આ પાઠ ઘણો અશુદ્ધ છે. લેખ ઘણો ઘસાઈ ગયેલો છે. —સં.

१०. श्रीवायनामासुरसमधीमान् प्राप्नोति भोगान्दिव —वरनंदनाख्ये नानो — जननाय दीया ×च्चिरं श्रीबदराजसंज्ञः ॥ १० ॥

११. × × मनोहरे पुरवरे नित्याधिवासी लसत्कीर्तिः सद्य वहारि सर्वजन × न्नवीमा × × दोसीश्रीबदराजपथ विजय भूयात्सरसां × × ॥ ११ ॥

१२. सौभाग्यभाग्यसदनं सदनतकीर्तिर्ज्जीयाच्चिर सुकृतिभि × र्ना × पुराजीराजीव जीवनरविः । कविकल्पवृन्दाः ॥१२॥ तस्य श्री बदराजस्य पूर्वपत्नी पतिवृता । रन्नादे नामधेया-सीत्सदा पुण्यविशारदा ॥१३॥

१३. पतिव्रता × × चा विणानिप्रसवेदराजजीया वाक् सुनाम्नी तत्सुवंशजाता ॥१४॥ प्राज्ये राज्यश्रियोदा महूमदे महीपतौ । सुरत्राणे

१४. परित्राण कुविणे गूर्ज्जर × × गंधार द्रगे कृतवैरिभंगे रगे × × स्तर्यधिराजलक्ष्मी ॥१५॥

१५. ×श्री × × × × × × × × × × ×

१६. श्री स्तभतीर्थाद्दिशि चोत्तरस्यां । यत्कोशसप्तकमितं प्रथितं पृथिव्यां नाम्ना च तारकपुर वि-जेद्रार्य्यैज्जतेर्विविध × मपरैर्विमानि ॥१७॥ यस्य प्रतापार्क × रा मितातापतप्तावनेयांत्वरयः स वीरः ।

१७. श्रीगंगदासो नृपतिर्महीशवंशावतसो जयता जगत्यां ॥१८॥ तस्य ×रापुर श्रीगे × गंगदास्य भूपतेः रे मद्दोसीवदाख्येन वापीय कारिता मुदा ॥१९॥ तस्मिन् समये सदा निवस × गंधारपुर्यां मुदा ।

१८. द्रोसी श्रीबदराजक्नेन सततं सत्पूर्तधर्मार्ति × त । स्मिन ग्रामवरे च तारकपुरे × × वरै × × मि वापी सर्वसुधीरसाधिकपथः पूर्णा शुभा खानिता ॥२०॥ श्रीमन्गूर्जर-मंत्रिसागरसरः पातालगंगापयः ।

१९. पूर्णं वीक्ष्य जलाधिपेन सकलं प्रीतन यत्पूजया । तन्मैत्र्या सगपूरि गांगपयसा सेवा तथा वापिका दोसीश्रीवदराजकीर्त्ति विशदा भूयात्सदा सुस्थिरा ॥२१॥ स्वस्ति श्रीनृपविक्रमार्कसमयातीतेखिले भूतले

२०. संवत्पंचदशाधिकोत्तरशती × × गण्ये सदा कोविदः । वर्षे × × × संज्ञि × व × श्विन सितो पक्षे च षष्ठ्या मृगे नेत्रासौ सकलापि तारकपुरे वापी वरा निर्मिता ॥ संवत् १५१८

લેખમાં જણાવ્યું છે કે સુરત્રાણ (સુલતાન) મહમૂદ(બેગડા)ના રાજ્યકાલ દરમ્યાન દક્ષિણ સમુદ્રના કાંઠે ગૂર્જરદેશ(ગુજરાત)માં ગંધાર નામે નગર હતું. જ્યારે સાગરસર મંત્રી હતા ત્યારે શત્રુએ ગંધાર પર આક્રમણ કર્યું ને બદરાજ દોશી નામે વેપારી જે ગંધારનો નિવાસી હતો તે ત્યાંથી સ્તંભતીર્થ (ખંભાત) ગયો ને તારકપુરમાં વસ્યો. અહીં મહિપવંશના સ્થાનિક રાજા ગંગદાસના રાજ્યકાલ દરમ્યાન બદરાજ દોશીએ વિ. સં. ૧૫૧૮માં આશ્વિન માસના શુક્લ પક્ષની છઠને દિવસે[1] વાવ બંધાવી.

[1] પ્રાય. તા. ૨૯મી સપ્ટેમ્બર, ઈ. સ. ૧૪૬૨ —સં.

નં. ૧૧

# ગોસાનો શિલાલેખ, વિ. સં. ૧૫૩૬*

આ અભિલેખ ગોસા[1] ગામના દક્ષિણ ભાગમાંથી મળ્યો છે. એનું માપ ૧૨" × ૧૧" છે.

એ પાતશાહ મહંમદ અને જેઠવા રાણા વિક્રમાઇતજીનો ઉલ્લેખ કરે છે ને જણાવે છે કે વિ. સં. ૧૫૩૬ના માઘ વદિ ૧૧ ને રવિવારે (તા. ૬–૨–૧૪૮૦) નાગર વાણિયા જ્ઞાતિના સૂરાના પુત્ર મુંજાલે ગોસામાં વાવ કરાવી.

લેખમાં જણાવેલો પાતશાહ મહંમદ એ ગુજરાતનો સમર્થ સુલતાન મહમૂદ બેગડો હતો, જેણે વિ. સં. ૧૫૨૭માં કાઠિયાવાડ જીતીને જૂનાગઢના ચૂડાસમા રાજ્યનો અંત આણ્યો હતો અને કાઠિયાવાડનાં નાનાં રાજ્યો પર અધિપતિ તરીકેના પોતાના હકદાવા લાગુ પાડ્યા હતા, પોરબંદરના રાણા વિક્રમાઇતજી એમાંના એક હતા.

પાઠ

१. संवत् १५३६ माघ वि-
२. दि ११ रिवौ पातसाह श्रीम-
३. हमंद्राजे जेठवा श्रीविक्रमा-
४. इता गोसाग्रामांत नागरन्या-
५. ति वाणि सूरासुत मुंजालिअे
६. वाव्य कराव्युं लिषितं मुं-
७. जालसुत भोजा

---

* ઈ. કા, નં. ૮૫

૧. તા. પોરબંદર

નં. ૧૨-૧૩

# રામપુરાના બે શિલાલેખ, વિ. સં. ૧૫૩૮*

વઢવાણ રાજ્યનાં રામપુરા અને રાતબા ગામોની વચ્ચે એક કૂવો છે, જેમાં એક જ મિતિના નીચેના ચાર અભિલેખ મળ્યા છે. બધાના અક્ષર સારા કોતરેલા છે ને સારી રીતે જળવાયા છે. પહેલો અભિલેખ લંબાઈમાં ૧૮" અને પહોળાઈમાં ૧૪" છે, બીજો ૧૭½" × ૧૪", ત્રીજો ૧૭" × ૧૩½" અને ચોથો ૧૭½" × ૧૪½" છે.

ચારેય અભિલેખ એક જ મિતિના અર્થાત્ વિ. સં. ૧૫૩૮ શક ૧૪૦૩ ની માઘ શુક્લ ૧૩ ને શુક્રવારના છે. તે દિવસે તા. ૧-૨-૧૪૮૨ આવે છે. નીચે જોતાં જણાશે કે એમાં લખાણના શબ્દ જુદા જુદા છે, છતાં તેઓનો હેતુ એક જ છે. એ આ પ્રમાણે છે :- પાતસાહ મહમૂદના સમયમાં અને રાણા વાઘજીના રાજ્યકાલ દરમ્યાન અને જ્યારે પરમાર લખધીર અને હાદા અને અલૂખાન એ સ્થળે વહીવટ કરતા હતા ત્યારે ઝંઝનગર(એટલે ઝિંઝુવાડા)ના રહેવાસી શ્રીમાલ જ્ઞાતિના શેઠ વીણાની ભાર્યા રાણીબાઈ તથા વલ્હાદેએ સૂર્યપુરમાં લોકોના ઉપયોગ માટે વાવ કરાવી. વીણાના કુટુંબનો વૃત્તાંત આ પ્રમાણે આપ્યો છે :- શેઠ કેલ્હણને પોમી નામે પત્ની હતી. તેઓને આસો નામે પુત્ર હતો. એની પત્ની વાનૂ હતી, તેનાથી એને માંડણ નામે પુત્ર હતો. માંડણને બે ભાર્યા હતી - મની અને માનૂ. મનીથી એને ચાર પુત્ર થયા - ધનો, સૂરો, વીણો અને વીસો. વીણાને બે ભાર્યા હતી - રાણીબાઈ અને વલ્હાદેબાઈ, જેમણે ઉપર જણાવ્યા મુજબ વાવ કરાવી. સૂરાને બે ભાર્યા હતી - સંપૂ અને સોભાગિણી; જ્યારે વીસાને હડી[1] નામે ભાર્યા હતી. રાણા વાઘજી કે જેમના સમયમાં વાવ કરાવાઈ તેમના અધિકારીઓનાં નામ પણ આપ્યાં છે.

લેખમાં જણાવેલ પાતશાહ મહમૂદ એ ગુજરાતનો સુલતાન મહમૂદ બેગડો છે ને રાણા વાઘજી એ કુવાનો ઝાલા રાણા છે. પરમાર લખધીરજી અને હાદા એ ભાગના સૂબા હતા અને ખાન અલૂખાન ઝિંઝુવાડાનો થાણાદાર હતો.

નીચે બે અભિલેખોનો જ પાઠ આપવામાં આવ્યો છે, બાકીના બે આ લેખોને લગભગ મળતા આવે છે.

---

* ઇ.ઍ., નં. ૮૬

૧. અભિલેખમાં 'ૐડી' છે. —સં.

पाठ

(१)

१. ।।ॐ०।। सवत १५३८ वर्षे शाके १४०३ प्रवर्त्तमाने माघमासे शु-
२. क्लपक्षे १३ शुक्रे पातसा श्रीमहिमूद राणश्रीवघविजयराज्ये
३. परमार लषधीर परमार हा[दा]विजयराज्ये षानश्रीअलूपा-
४. नराज्ये महं श्रीवेणा भार्या बाई राणी बाइ वल्हादे चलं चित्तं च-
५ लं वित्तं चल जीवति यौवनं चलाचलरय संसारो धर्म एको हि
६. नश्चल १ एकगोपदमात्रण उदकं धारये मही षष्ठिर्वर्षमह-
७. श्राणी शिवलोके स गच्छति १ जले ब्रह्मा जले विष्णु जले संस्ता
८. च देवता जल जगस्य आहार त्रैलोक्यं सचराचर २ दशकूपसमो
९. वापी दशवापीसमो सरः दशसरसमो कन्या दशकन्यासमो द्वि-
१०. ज।। अहो प्राज्ञ सुरोत्तंस सृजसे.......सर्वेषा देवदैत्या-
११. ना मानुपाणा न संशयः जलं श्रीदं जल रम्यं जलं आयु विवर्ध-
१२. नं जलं जगस्य आहारं सर्व उदकसंभवं ।। शुभ भवतु ।। श्री

(२)

१. संवत १५३८ वर्षे शाके १४०३ प्रवर्त्रमाने माघ-
२. मासे शुक्लपक्षे १३ शुक्रे पातसा श्री महिमूद
३. राणश्रीवाघजीविजयराज्ये अदेह सूर्यपुरे झंझन-
४. गरवास्तव्य षान श्रीअलूषानराज्ये मंत्रि श्रीश्री-
५. मालज्ञातीय श्रेष्टि केल्हण भार्या बाई पोभी सु-
६. त श्रेष्ठि आसा भार्या वाई वानू सुत श्रेष्ठि माडण भा-
७. र्या प्रथम बाई अरघूबाई मानूंबाई मनीसुत धना
८. मह सूरा भार्या प्रथम बै संपू बै सोभागिणी महं
९. श्रीवीणा भार्या बाई राणी बाई वल्हादे भात्रि महं वी-
१०. सा भार्या बाई रूडी राज्यमानि मह श्री वीणा वा-
११. पी कारापनीयाः। सुभं भवतु कल्याणमस्तुः ।।

---

# ખંભાતની વડવાની વાવના બે પ્રશસ્તિલેખ વિ. સં. ૧૫૩૯+

## પ્રથમ લેખ

श्री श्री श्री श्री श्री श्री श्रीपातशाहश्रीमहम्मूदशाहनसीरदीनविजयराज्ये.

श्रीमान् वीरः श्रीमहम्मूदशाहो
जम्बूद्वीपक्षोणिपालैरुपास्यः ॥
येन त्राता दक्षिणाशानृपश्रीः
सोऽयं जीयाच्छश्वदानन्दसिन्धुः ॥१॥

श्रीपादशाहमहमूदनराधिपेन्द्रः श्रीमन्नहम्मदनृवीरसुतोऽतिधीरः ॥
शूरावधिर्विजयते जितमालवेशः संग्रामभूमिषु धनुर्धृतिमात्रयत्नात् ॥२॥

स जयति जगतः कर्ता जातो यन्नाभिपङ्कजाद्ब्रह्मा ।
सृजति प्रजाः समस्ता मुनिसुरनरदैत्यमेदतः सततम् ॥३॥

मरीचिरिति तस्य सुतः सूनुस्तस्येह कश्यपो जयति ॥
सकलसुरासुरमानवजनकस्तपसां स राशिरिव मूर्तः ॥४॥

तस्मात् स कश्यपमुनेर्जगदेकचक्षुराविर्बभूव भगवानदितौ सुपत्न्याम् ।
तेजोनिधिर्ग्रहपतिस्तमसां निहन्ता चण्डांशुभानुमिहिराभिधया प्रसिद्धः ॥५॥

तेन प्रसादातिशयेन वंशः प्रष्ठापितः श्रीमिहिरेण भूमौ ॥
तद्वंशजाः ख्यातिमगुस्त्रिलोक्यां ते मैहिरा इत्यतिपुण्यवन्तः ॥६॥

वंशे तस्मिन्नजनि रजनीकान्तविद्योतमानो ।
वित्तेशादप्यधिकविभवो वैजलाख्यः प्रसिद्धः ॥
आसीदस्याप्यथ सुतनयः सोहडः सर्वमान्यो
नान्यो यस्य व्रजति तुलनां सद्गुणैः कोऽपि लोके ॥७॥

चत्वारोऽमुष्य पुत्राः समजनिषत ते वानराद्या वदान्याः
द्वैतीयीकोऽथ रामस्तदनु च विजयी श्रीमुकुन्दो महौजाः ॥
सन्मार्गैकानुयायी विविधगुणनिधिः श्रीमुरारिश्चतुर्थो
माता रूडीति नाम्ना समभवदुचिता काशिपुर्येकवासा ॥८॥

+ ભટ્ટશંકર જયશંકર શાસ્ત્રી, 'ખંભાતની વડવાની સુંદર વાવનો પ્રાચીન પ્રશસ્તિલેખ', "બુદ્ધિપ્રકાશ", પુ. ૭૭, અંક ૧ (જાન્યુ ૧૯૩૦), પૃ ૨૭-૩૨.

मुकुन्द इति नामा योऽजनिष्ठास्य सुनन्दनः
पत्नी तस्याऽभवद्राजू नाम्नी श्रीधनदाम्बिका ॥९॥
पुत्रस्तस्याऽथ धन्यः सकलगुणनिधिः श्रीधनानामधेयो
भामादेवीति भार्या समभवदपरा पूरिनामाऽस्ति यस्य ॥
वापीं चन्द्राश्मनद्धां सरसि वडुवकेऽचीकरद्विष्णुतृप्त्यै
शश्वत्सच्चित्तहंसो जगति विजयते श्रीमति **स्तम्भतीर्थे** ॥१०॥
वापीकूपतडागसत्रविविधप्रसादविप्रस्थिति-
क्ष्माधान्योदकविप्रपूर्वबहुविधाऽऽरामादिदानानि च
धन्यस्य द्विजवल्लभस्य सुतरा सुश्रद्धया कुर्वत-
स्तृप्तिं याति मनो न यस्य स धनो जीयात् सतां सम्मतः ॥११॥
भ्राताऽस्य जगतीमान्यः साईयाह्वो गुणाकरः
पुत्रपौत्रैर्युतो धन्यः काम जीयाच्छतं समाः ॥१२॥
धनदसुतो बलराजो लीलादेव्यास्तु जीवनं जयतात् ।
यं दधती निजगर्भे शोभननामा रमासमा जगति ॥१३॥
नप्तारो विजयन्तां गुणनिधयः श्रीनृसिंहदासाद्याः ।
अवरः सुखदासाह्वो जनिष्यमाणाः परे पुत्राः ॥१४॥

श्रीमन्नृपविक्रमार्कसमयातीतसंवत् १५३९ वर्षे भाद्रपदसुदि ८ गुरौ मेहरश्रीमुकुन्द-सुतमेहरश्रीधनाकेन सकललोकहितार्थं इयं वापी कारिता, श्रीरस्तु । प्रशस्तिकारकवाचकेभ्य ॥ श्रीः ॥ तथा सूत्रधारराजासुतवना सूत्रधारदेवदाससुतषेता, एताभ्यां रचिता

[1]यावच्चेन्द्रशशाङ्को यावन्मेरुर्महागिरिः स्थायी ।
अचला यावद्वसुधा तावन्नन्दन्त्वियं वापी ॥१५॥

द्वितीय लेख

॥ ॐ ॥ श्रीगणेशाय नमः ॥

दत्तेऽश्वगजश्रेणिसम्पत्तिं श्रीगजाननः ।
सन्तुष्ट. सिद्धिकामान् वः करोतु करुणानिधिः ॥१॥
लक्ष्मीजानिपदाम्भोजं नत्वाऽभीष्टार्थसिद्धिदम् ॥
प्रशस्तिरचनां कुर्वे वाप्याः श्रीधनदस्य च ॥२॥
जगन्मङ्गलरूपेह नागवल्लीति विश्रुता ।
तदाराधनतो वर्णस्ताम्बूलीति प्रथामगात् ॥३॥
तत्र प्रादुर्भवद्वंशे सोहडाविजलात्मजः ।
मुक्ता मुक्तिपुरी येन काशिका कारिका धनैः ॥४॥

---
१. વાંચો ‘च्चन्द्र’ —सं.

प्रासादाः शिवशक्तिचण्डमहसां लक्ष्मीपतेर्नैकधा
नागास्यस्य च वेदवेदशशभृत्संख्यान्विता रक्षिताः ॥
तीर्थे स्तम्भपुराभिधेऽत्र सततं श्रीसोहडेनोच्चकै-
स्तत्पुण्यं किल वेद चेत् स भगवान् सर्वज्ञमूर्तिः शिवः ॥५॥
अथाऽजनि सुतस्तस्य मुकुन्द इति नामतः ॥
श्रीमुकुन्दपदाम्भोजजातषट्चरणस्थितिः ॥६॥
अस्ति तस्यात्मजः पुण्यकृतामग्रेसरो महान् ॥
विख्यातः श्रीधननामा वदान्योऽवनिमण्डनम् ॥७॥
यो मासानृतुसम्मितान् हरिपुरीमध्यास्य चक्राङ्कितं
कृत्वा स्वीयकलेवरं द्विजगणैर्युक्तश्च सद्बन्धुभिः ॥
लोकान् दुर्गृहपाशतः कतिपयान् दत्वा धनं भूरिशो
धन्योऽमोचयदन्नदः सुधनदो जीयाद्दयावारिधिः ॥८॥
वापीकूपतडागसत्रविविधप्रासादविप्रस्थिति-
क्ष्माधान्योदकविप्रपूर्वबहुविधाऽऽरामादिदानानि च
धन्यस्य द्विजवल्लभस्य सुतरां सुश्रद्धया कुर्वत-
स्तृप्ति याति मनो न यस्य स धनो जीयात् सतां सम्मतः ॥९॥
योऽयजल्लक्षहोमेन नीलं य उदवाहयत्
तुलापुरुषदानाद्यैर्भूयो हरिमपूपुजत् ॥१०॥
प्रबन्धवलितां वासश्रेणी ब्रह्मपुरीं नवाम् ॥
अन्नपूर्णां द्विजेभ्योऽदात् यः स जीयाद्धनाभिधः ॥११॥
दयापरिवृढेनेयं वापिका कारिता दृढा ।
पूर्णा क्षीरोपमैर्नीरैः स जीवतु शतं समाः ॥१२॥
साधुस्वादुरसोपेतैः रदसीयैर्जलैर्विभुः ॥
धनस्य हृदम्भोजस्थायी प्रीणातु माधवः ॥१३॥
[1]गृहाग्निभूतेन्दुमिते वर्षे (१५३९) श्रीनृपविक्रमात् ।
नभस्ये सितपञ्चम्यामिन्दौ वापी सुनिर्मिता ॥१४॥
दुर्भिक्षे दारुणे काले वर्षे साधारणाऽभिधे
अनन्नामजलप्रायां वीक्ष्य सर्वां वसुन्धराम् ॥१५॥
कामस्याङ्कनकामेन धनदेवमहीयसा ।
कारिता जीवलोकस्य जीवनाय सुवापिका ॥१६॥

---

१. वांचो ग्रहा°. —सं.

धनदो बलराजेन युक्तः पुत्रेण धीमता ।
पौत्रैश्च भ्रातृभिर्वंश्यैः सहितो जयताच्चिरम् ॥१७॥

श्रीरस्तु ॥५॥ द्विजाङ्घ्रिपद्मपीयूषसेवनाप्तसुखोदयः ।
प्रशस्तिमकरोद्रम्यां हलाख्यो नागरो द्विजः ॥१८॥

यावद्दशदिशां पालाः यावत्क्षीराम्बुधिः स्थिरः ॥
तावद्राजतु वापीयं श्रीमद्धनदकारिता ॥१९॥

शुभमस्तु । श्रीतम्बोलीयज्ञातीयमिहिरश्रीमुकुन्दसुतमिहिरश्रीधनाकेन सकललोकजीवनाय इयं सुमत्तवारणजालगवाक्षप्रदेशशोभिता कारिता, सूत्रधारराजासुतवनाकेन सूत्रधारदेवदाससुतषेताकेन कृता । अस्तु कल्याणं प्रशस्तिवाचकश्रावकजनानाम् ॥ श्रीः ॥

## ભાષાંતર ( પહેલો લેખ )

શ્રીમાન, વીર ભારતવર્ષના રાજાઓથી સેવન કરાતો, જેણે દક્ષિણ દિશાના રાજાની લક્ષ્મીને રક્ષણ આપેલું છે એવા આનંદના સાગરરૂપ આ મહંમૂદશાહ નિરંતર જીવો. ।।૧।।

બાદશાહ મહંમૂદ સર્વ રાજાઓમાં ઇન્દ્રસમાન શ્રીમાન અહંમદશાહ નરવીરનો પુત્ર અત્યંત ધીર, મહાન શૂરવીર, સંગ્રામભૂમિમાં ધનુષ્યને ધારણ કરવાના જ માત્ર પ્રયાસથી માળવા દેશને જીતનાર વિજય પામે છે. ।।૨।।

જે મુનિ, દેવ, મનુષ્ય, દૈત્ય એવા પ્રકારના ભેદથી નિરંતર સર્વ પ્રજાઓને ઉત્પન્ન કરે છે તે બ્રહ્મા જેમના નાભિકમળમાંથી ઉત્પન્ન થયા છે તે જગતના કર્તા નારાયણ જય પામે છે. ।।૩।।

તે નારાયણના પુત્ર બ્રહ્માના મરીચિ પુત્ર થયા. તેના પુત્ર સકળ દેવ, દાનવ અને મનુષ્યને ઉત્પન્ન કરનારા મૂર્તિમાન તપના રાશિ હોયને શું ? તેવા કશ્યપમુનિ આ જગતમાં જય પામે છે. ।।૪।।

તે કશ્યપ મુનિની અદિતિ નામે સુંદર પત્નીમાં જગતના એક જ નેત્રરૂપ તેજના નિધિ, ગ્રહોના પતિ અને તિમિરને હણનાર ભગવાન સૂર્ય ઉત્પન્ન થયા કે જે ચંડાંશુ, ભાનુ, મિહિર એવી સંજ્ઞાઓથી પ્રસિદ્ધ છે. ।।૫।।

અતિશય પ્રસન્ન થયેલા તે મિહિર સંજ્ઞક સૂર્યભગવાને પૃથ્વીમાં વંશ સ્થાપન કર્યો. તે વંશમાં ઉત્પન્ન થયેલા પુણ્યવાન મનુષ્યો ત્રણ લોકમાં મૈહિર એવા નામથી ખ્યાતિ પામ્યા. ।।૬।।

તે વંશની અંદર રજનીપતિ ચંદ્રના જેવો પ્રકાશમાન, કુબેર કરતાં અત્યંત વૈભવવાળો      નામનો પ્રસિદ્ધ પુરુષ જન્મ્યો. તેનો સર્વમાં માન્ય સૈહડ[1] નામનો પુત્ર થયો, કે સદ્‌ગુણોથી આ લોકમાં કોઈ પણ પુરુષ જેની તુલનાને પામી શકતો નથી. ।।૭।।

---

૧ મૂળમાં ' સોહડ ' છે. —સં.

તે સૈહડને[1] ગુણવાન, પ્રતાપવાન, પરાક્રમી, વિજયી અને સદ્વર્તનશીલ વાનુર,[2] રામ, મુકુન્દ અને મુરારિ એવા નામના ચાર પુત્રો થયા, જેમની કાશીપુરીમાં નિવાસ કરનાર રૂડી નામની યોગ્ય માતા હતી. ॥૮॥

આ ચારેમાં મુકુન્દ નામનો જે હતો તેને ધનદની માતા રાજુ નામની પત્ની હતી. ॥૯॥

તેનો પુત્ર સકલ ગુણનિધિ, ધન્યવાદને યોગ્ય શ્રીધન નામનો પુત્ર હતો. જેની ભામાદેવી અને પુરી નામની બે સ્ત્રીઓ હતી. જેણે ચંદ્રના જેવા શ્વેત પથ્થરોથી ઘડેલી સુંદર વાવ વડુવા નામના સરોવર ઉપર વિષ્ણુની પ્રીતિ માટે બનાવી. શ્રીમાન્ સ્તંભતીર્થ નગરમાં એવો તે નિરંતર સત્પુરુષોના ચિત્તમાં હંસરૂપ ધનદ જગતમાં વિજય પામે છે. ॥૧૦॥

જે માણસ વાવ, કૂવા, સરોવર, યજ્ઞયાગાદિ અને જુદાં જુદાં મુસાફરખાનાં કરાવે છે અને પૃથ્વી, ધાન્ય, પાણી, બ્રહ્મપુરીઓ, વાડીઓ અને એવી જાતનાં ઘણાં ઉત્તમ દાનો શ્રદ્ધાપૂર્વક કરે છે ને એમ છતાં પણ જેના અંતઃકરણને તૃપ્તિ થતી નથી, જેની ડાહ્યા માણસો સલાહ લે છે તે લક્ષ્મીવાન ઘણું જીવો. ॥૧૧॥

એનો ભાઈ પૃથ્વીમાં માન્ય, ગુણનિધિ, 'સાઈય' એવા નામનો પુત્રપૌત્રયુક્ત અત્યંત ધન્યવાદને યોગ્ય સો વર્ષ જીવો. ॥૧૨॥

લીલાદેવીનું જીવન (પતિ) ધનદનો પુત્ર બળરાજ જય પામો. જગતમાં લક્ષ્મી સમાન શોભન નામનીએ (?) જેને ગર્ભમાં ધારણ કર્યો. ॥૧૩॥

તે ધનદના પુત્રના પુત્રો નૃસિંહદાસ વગેરે ગુણના ભંડારરૂપ થયા છે તે વિજય પામો અને સુખદાસ નામનો તથા બીજા ભવિષ્યમાં ઉત્પન્ન થનારા પુત્રો વિજય પામો. ॥૧૪

વિક્રમ સંવત્ ૧૫૩૯ના ભાદરવા સુદિ ૮ ને ગુરુવારે[3] મેહેર શ્રીમુકુન્દસુત મેહેરશ્રી ધનાકે સર્વલોકના હિત માટે આ વાવ કરાવી છે. પ્રશસ્તિ કરનારા અને પ્રશસ્તિને વાંચનારાઓનું કલ્યાણ થાઓ. સૂત્રધાર રાજા સુત વના, સૂત્રધાર દેવદાસ સુત ષેતા—બંનેએ આ વાવ કરી છે.

જ્યાં સુધી ઇંદ્ર, ચંદ્ર અને જ્યાં સુધી ગિરિરાજ મેરુ સ્થાયી છે, જ્યાં સુધી પૃથ્વી અચળ છે, ત્યાં સુધી આ વાવ શોભાયમાન થાઓ. ॥૧૫॥

ભાષાંતર (બીજો લેખ)

પ્રસન્ન થયેલા શ્રી ગણપતિ ઘોડા-હાથીઓની સંપત્તિને આપે છે. તે કરુણાનિધિ ગણપતિ તમારાં કામોને સિદ્ધ કરો. ॥૧॥

ઇષ્ટ વસ્તુની અર્થસિદ્ધિને આપનારા લક્ષ્મીપતિનાં ચરણકમળને વંદન કરીને વાવની તથા ધનદની પ્રશસ્તિની રચના કરું છું. ॥૨॥

---

૧. મૂળમાં 'સોહડ' છે. —સં.
૨. મૂળમાં 'વાનર' છે. —સં.
૩. તા. ૨૨મી ઑગસ્ટ, ઈ. સ. ૧૪૮૨ — ચૈત્રાદિ વર્ષ પ્રમાણે. —સં.

આ લોકમાં જગતના મંગળરૂપ નાગવલ્લી એ પ્રમાણે પ્રસિદ્ધ થએલી દેવીના આરાધનથી તાંબૂલી એવા નામની જાતિ પ્રસિદ્ધિમાં આવી. ॥૩॥

તે વંશની અંદર વિજલનો પુત્ર સોહડ એવા નામનો ઉત્પન્ન થયો, કે જેણે કાશીપુરીને ધનથી પ્રકાશ કરીને ત્યાગ કરી. અને સ્થંભપુર નામના તીર્થની અંદર આવીને તેણે શંકર, સૂર્ય, દેવી, લક્ષ્મીપતિ તથા ગણપતિનાં એક નહિ પણ ૧૪૪ દેવાલયોનો જીર્ણોદ્ધાર કર્યો. એનું ઊંચા પ્રકારનું પુણ્ય કોઈ જાણી શકે તો સર્વજ્ઞ મૂર્તિ ભગવાન શંકર જ જાણી શકે. ॥૪–૫॥

તેનો પુત્ર મુકુંદ ઉત્પન્ન થયો કે જેની શ્રીમુકુંદ(વિષ્ણુ)ના ચરણકમળમાં ભ્રમર સમાન સ્થિતિ થયેલી હતી. ॥૬॥

તેનો પુત્ર પુણ્યવાનોમાં અગ્રેસર, મહાન પ્રસિદ્ધ પૃથ્વીના ભૂષણરૂપ સારો વિદ્વાન ધનદ નામનો થયો. ॥૭॥

જે દ્વારકાનગરીમાં છ માસ નિવાસ કરીને પોતાના શરીરને ચક્રના ચિહ્નવાળું બનાવીને બ્રાહ્મણોથી અને સદ્બંધુઓથી યુક્ત એવા તેણે કેટલાય લોકોને દુકાળના દુઃખમાં પુષ્કળ ધન આપીને દાન કરીને મુક્ત કર્યા એવા દયાસાગર ધનદને ધન્ય છે ને તે ઘણો કાળ જીવો. ॥૮॥

વાવ, કૂવા, તળાવ, યજ્ઞ, વિવિધ મકાનો, બ્રાહ્મણોને આજીવિકા ચાલે તેવી પૃથ્વી, ધાન્ય, જળ, બ્રહ્મપુરીઓ અને બહુ પ્રકારના બગીચા વગેરે દાનોને અત્યંત શ્રદ્ધાપૂર્વક કરતાં જેનું મન તૃપ્તિ પામતું નથી એવો તે સત્પુરુષોને માન્ય ધનદ ઘણા કાળ સુધી જીવો. ॥૯॥

જેણે લક્ષ હોમથી યજ્ઞ કર્યો અને નીલ પરણાવ્યાં, વળી તુલાપુરુષ વગેરે દાનો વડે વારંવાર હરિનું પૂજન કર્યું. ॥૧૦॥

પ્રબંધપૂર્વક મકાનની પંક્તિઓ જેમાં છે એવી નવીન અન્નથી ભરેલી બ્રહ્મપુરી બ્રાહ્મણોને દાનમાં આપી તે ધનદ ઘણું જીવો. ॥૧૧॥

જેને દયા પ્રિય છે, જેણે દૂધના જેવા જળથી ભરપૂર આ દૃઢ વાવ બંધાવી છે તે ધનદ સો વર્ષ પર્યંત જીવો. ॥૧૨॥

સુંદર, સ્વાદિષ્ટ, રસથી યુક્ત, નિર્મળ જળથી ધનદના હૃદયકમળમાં સ્થિતિ કરનાર માધવ પ્રસન્ન થાઓ. ॥૧૩॥

વિક્રમ સંવત્ ૧૫૩૯ના ભાદરવા સુદિ ૫ ને સોમવારે[1] આ વાવ બનાવી છે. ॥૧૪॥

દારુણ દુકાળના વખતમાં અને સાધારણ નામના સંવત્સરમાં અન્ન અને જળ વિનાની સર્વ પૃથ્વીને જોઈને જીવલોકના જીવનને માટે કાળના અંકમાંથી બચાવવાની કામનાવાળા ધનદે આ સુંદર વાવ કરાવી છે. ॥૧૫–૧૬॥

બુદ્ધિવાન બળરાજ નામના પુત્રથી યુક્ત ધનદ પુત્ર-પૌત્રો, ભાઈઓ અને પોતાના વંશમાં ઉત્પન્ન થયેલા પિતરાઈઓ સહિત ઘણા કાળ સુધી જીવે. ॥૧૭॥

---

૧. તા. ૧૯મી ઑગસ્ટ, ઈ. સ. ૧૪૮૨ — ચૈત્રાદિ વર્ષ પ્રમાણે —સંપા.

બ્રાહ્મણોના ચરણકમળરૂપ અમૃતના સેવન કરવાથી સુખશાંતિનો ઉદય પામનાર હલ નામના નાગર બ્રાહ્મણે આ સુંદર પ્રશસ્તિ કરી છે. ॥૧૮॥

જ્યાં સુધી દશ દિશાના દિક્‌પાલો છે, જ્યાં સુધી ક્ષીરસાગર સ્થિર છે, ત્યાં સુધી ધનદે કરાવેલી આ વાવ વિરાજમાન રહો. ॥૧૯॥

તંબોલીય જ્ઞાતીય મિહિરશ્રી મુકુંદસુત મિહિરશ્રી ધનાકે દરેક જીવલોકના જીવનને માટે મદોન્મત્ત હાથણીઓ, જાળાં અને ગોખ વગેરે સ્થાનથી સુશોભિત આ વાવ બંધાવી છે. કડિયા રાજાસુત વનાકે અને કડિયા દેવદાસસુત ષેતાકે કરેલી છે. આ પ્રશસ્તિ વાંચનાર અને સાંભળનારનું કલ્યાણ થાઓ.

---

ન. ૧૬

# નગીચાણાનો પાળિયાલેખ, વિ. સં. ૧૫૪૦*

નગીચાણા ગામ સંસ્થાન માંગરોળ (કાઠિયાવાડ) તાબે છે.[1] એ માંગરોળ શહેરથી ૯ માઈલને આશરે ઉત્તરમાં આવેલું છે. ગામના પાદરમાં વોકળો ચાલ્યો જાય છે. વોકળો વટાવી ઉગમણે ઝાંપેથી આ ગામમાં પેસતાં જમણા હાથ ઉપર મહાદેવજીનું દહેરું છે. એ પછી ગોસલાની દેરી નામે જગ્યા આવે છે. એની પશ્ચિમની દીવાલની લગોલગ પૂર્વાભિમુખ પાંચ પાળિયા છે. એમાં અક્ષરો માથે બાંધેલી ચાલુ લીટીએ જૂની નાગરી લિપિમાં કોતરેલા છે. એ જુદા જુદા વર્ષના છે.

પાઠ

१. संवत १५४० विरर्षे मास चै-
२. त्र सुदि ६ छठि वार बुधे[2]
३. पातसाहश्रीः मिहिमूंद-
४. विजियराजे नगेचाणा-
५. ग्रमे पीठीआ मूंजा
६. सुत घसरा गाथिनी
७. बाहरि मरण दीधूं

---

* કે. કા. શાસ્ત્રી, 'અનુશીલન', પૃ. ૫૫-૫૬
૧. તા. માંગરોળ, જિ. જૂનાગઢ
૨. તા. ૩-૩-૧૪૮૪. —સંપા.

# દાહોદનો શિલાલેખ, વિ. સં. ૧૫૪૫*

આ અભિલેખ મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં જળવાયો છે. હાલ તે શિલા પરથી તેમ જ મ્યુઝિયમના ટ્રસ્ટીઓના સૌજન્યથી ઉપલબ્ધ થયેલ શાહી-છાપની મદદથી પ્રકાશિત કરવામાં આવ્યો છે. સંપાદક અભિલેખનો કેટલોક ભાગ ઉકેલવામાં મદદ કરવા બદલ આર્કિયોલોજી વિભાગના ક્યુરેટર ગિ. વ. આચાર્ય અને આર. કે. આચાર્યનો આભાર માને છે. લેખવાળી શિલાનું માપ ૩' ૩" × ૧' ૭"નું છે અને મુંબઈ રાજ્યના પંચ-મહાલ જિલ્લાના દાહોદ વિભાગના. વડોદરાથી ૭૭ માઈલ ઉત્તર-પૂર્વમાં આવેલ, મુખ્ય ગામ દાહોદમાંથી મળેલ છે. પથ્થરમાં સીધી-ઊભી બે ચિરાડ હોવા ઉપરાંત બીજી ઘણી જગ્યાએ તે ઉખડી ગયો છે, જેથી ઉકેલવામાં મુશ્કેલી પડે છે. પથ્થર પર હિંગળો કે બીજો કોઈ રંગ લગાડેલો હોવાથી મુશ્કેલી વધી છે. લેખ ૨૨ પંક્તિનો છે. પહેલી પંક્તિના થોડાક અક્ષરો તેમ જ છેલ્લી બે પંક્તિના પૂરા અક્ષરો ભૂંસાઈ ગયા છે. અક્ષરોનું સરેરાશ કદ ⅜"નું છે.

અભિલેખની મિતિ વિ. સં. ૧૫૪૫, શક ૧૪૧૦, વૈશાખ સુદિ ૧૩ની છે. (અને કદાચ હિજરી સંવતમાં પણ છે, જે ૨૧મી પંક્તિના પહેલા અર્ધા ભાગમાં દર્શાવેલ હોય. વારનું નામ પણ સામેલ હોય, જે હાલ સંપૂર્ણ રીતે ઊખડી ગયું છે). આની બરાબર અંગ્રેજી તારીખ ઈ.સ. ૧૪૮૮ની ૨૪મી એપ્રિલ ને ગુરુવાર છે (અને હિજરી સં. ૮૯૩, જમાદલ અવ્વલ છે).[૧] મિતિના સંદર્ભમાં નોંધી શકાય કે અભિલેખમાં શક અને વિક્રમ સંવત બંને આપ્યા છે, જે મહમૂદના સમયના ગુજરાતમાંથી મળેલા બધા સંસ્કૃત અભિલેખોનું જ નહીં, પરંતુ ઉત્તર ભારતના પણ બીજા કેટલાક અભિ-લેખોનું લક્ષણ છે, જ્યારે આ સમયના કાઠિયાવાડમાંથી મળેલા અભિલેખોમાં માત્ર વિક્રમ સંવત જ વપરાયો છે.

લિપિ દેવનાગરી છે અને એમાં કંઈ નોંધવા જેવું નથી.

અક્ષરવિન્યાસના સંદર્ભમાં પણ ખાસ નોંધવા જેવું નથી, સિવાય કે અંત્ય म् ને બદલે અનુસ્વારનો વારંવાર પ્રયોગ અને કેટલીક જગ્યાએ र પછીના વ્યંજનને બેવડાવવો, જેમ કે धर्म्म (પં. ૪, ૧૮) અને कीर्त्ति (પં. ૮).

અભિલેખની ભાષા સંસ્કૃત છે. આરંભની સ્તુતિ અને ૨૬ મા શ્લોક પછીના વિભાગ સિવાયની બધી રચના પદ્યમાં છે.

દુર્ભાગ્યે છેલ્લી ત્રણ પંક્તિઓ ખૂબ ઘસાઈ ગઈ હોવાથી અભિલેખ મહમૂદ બેગડાના સમયનો છે કે તેનો પોતાનો છે, અર્થાત્ તેનાં કાર્યોની નોંધ કરવા તેણે જાતે કોતરાવ્યો

* દ. ધી. સાંકળિયા, એ.ઇ., પુ. ૨૪, પૃ. ૨૧૨-૨૨૫
૧. પિલ્લઈ, ઇન્ડિયન એફીમરીઝ, પુ. ૫, પૃ. ૧૭૮

છે તે ખાતરીથી કહી શકાય તેમ નથી. છેલ્લી પંક્તિઓના ભાવાર્થ પરથી માલૂમ પડે છે કે લેખ મહમૂદ બેગડાના મુખ્ય મંત્રી ઇમાદલમુલકે (એટલે ઇમાદ-ઉલ્-મુલકે) દધિપદ્ર(દાહોદ)નો કિલ્લો બંધાવ્યા પછી કોતરાવ્યો હશે, અને તે પ્રસંગોપાત્ત ગુજરાતના સુલતાનો, ખાસ કરીને મહમૂદનાં કાર્યો અને વંશાવલી આપે છે.[1] પરંતુ તે મહમ્મદ બેગડા કે તેના પુરોગામીઓના રાજ્યકાલનો પહેલો લેખ છે, જે મહમૂદ અને તેના પુરોગામીઓનાં કાર્યો અર્થાત્ તેઓએ જીતેલ સંગ્રામો અને બંધાવેલ ઇમારતોની કેટલીક માહિતી આપે છે.

અભિલેખનો આરંભ કાશ્મીરમાં નિવાસ કરતી દેવીની સ્તુતિથી કરેલો છે, જેના પછી મુદાફ્ફર પાતશાહનો ઉલ્લેખ છે, જે ગુજરાતના મુઝફ્ફર ૧ લા સિવાય બીજો કોઈ જણાતો નથી.

ત્યારબાદ અભિલેખમાં ગુજરાતના સુલતાનોની નીચે મુજબ વંશાવલી આપવામાં આવી છે: (૧) શાહ મુદાફ્ફર; (૨) તેનો પુત્ર મહમ્મદ; (૩) તેના વંશમાં, શાહ અહમ્મદ; (૪) તેનો પુત્ર, શાહ મહમ્મદ; (૫) તેના વંશમાં, શાહ મહમૂદ.

આ વંશાવલી મુસ્લિમ તવારીખકારોએ આપેલી વંશાવલીથી કેટલીક બાબતમાં જુદી પડે છે, જેમ કે આમાં કુતુબુદ્દીન અને દાઊદનાં નામ આપ્યાં નથી ને અહમ્મદ અને મહમૂદને પુત્ર કહ્યા નથી. આવી ક્ષતિ કેટલાક અન્ય અભિલેખોમાં પણ જોવા મળે છે.[2] વંશાવલીની સાથે સાથે સુલતાનોનાં પરાક્રમ પણ નિરૂપાયાં છે.

શ્લોક ૮ માં મહમૂદના 'દક્ષિણના રાજા' તથા દમણ(?)ના અધિપતિ સાથેના સંબંધો વિશે અને રૈવત સુધીની ભૂમિ પરના તેના વિજય વિશે જણાવ્યું છે, મહમૂદ-શાહે માળવાના મહમૂદ ખલજી સામે દખ્ખણના રાજા નિઝામશાહને મદદ કરી હતી, દમણ પાસેના પારડીના રાજાનો મહમૂદશાહે વધ કરેલો. રૈવત એટલે ગિરનાર.

૧૦ થી ૧૨ શ્લોકમાં જણાવ્યા અનુસાર મહમૂદે ત્યારબાદ ચંપક(પદ્ર?), અર્થાત્ હાલનું ચાંપાનેર લીધું, પાવક(પાવાગઢ)નો કિલ્લો જીત્યો, તેના અધિપતિને જીવતો કેદ પકડ્યો અને તે નગરમાં રાજ્ય કર્યું.

૧૩ થી ૧૫ શ્લોકનો આશય ઇમાદલ (આ નવા જીતેલા) રાજ્યનું શાસન કરવા નિમાયેલો એવો છે.

પછીના કેટલાક શ્લોકોમાં મલિક ઇમાદલ, તેની પલ્લીદેશ પરની જીત તથા ત્યાં મોટા કિલ્લાનું બાંધકામ વગેરે વિશે જણાવ્યું છે. પલ્લીદેશ ગોધરા જિલ્લાનો કોઈ ભાગ લાગે છે.

---

૧. લેખનો મુખ્ય વિષય ઈમાદલ મુલકે દાહોદમાં કિલ્લો બંધાવ્યો તે છે —સં.

૨ આ અભિલેખોમાંની વંશાવલીઓ વસ્તુતઃ પિતા-પુત્રનો સીધો અન્વય દર્શાવે છે, એ વંશના સર્વ રાજાઓનો નહીં.
ઉપરની અને આ પાદટીપની વિગતો માટે જુઓ 'પથિક', વર્ષ ૧૮, અંક ૨, પૃ ૫–૭. —સં.

૧૯ મા શ્લોકમાં પણ ઇમાદલના હુકમથી એ જ કિલ્લાનું બાંધકામ તથા (બે) તળાવનું ખોદકામ વગેરે વિશે જણાવ્યું છે.

૨૦ મા શ્લોકમાં અહમદપુરમાં સ્પષ્ટતયા ઇમાદલે ખોદાવેલ કૂવાનો ઉલ્લેખ છે. અહમદપુર પ્રાયઃ અમદાવાદ હોઈ શકે, નહીં કે અહમદનગર.

૨૧ મા શ્લોકમાં જણાવાયું છે કે ઇમાદલે [ચંપકપુર (ચાંપાનેર)માં ?] એક સુંદર કિલ્લો અને કૃત્રિમ સરોવર મહમૂદશાહની સંમતિથી (?) બનાવ્યાં. કિલ્લો મહમૂદે ચાંપાનેરની આસપાસ જે બહારની દીવાલ અને ખાસ દુર્ગવિધાન કરવાની આજ્ઞા કરેલી તે સૂચવે છે.

શ્લોક નં. ૨૨ અને ૨૫ માં બાગૂલના અધિપતિ જેને ૨૨ મા શ્લોકમાં જયદેવ કહ્યો છે તેનો અને ઇમાદલે તેના સૈન્યના કરેલ સંહારનો ઉલ્લેખ છે. બાગૂલનો સ્થળ-નિર્ણય કરવો મુશ્કેલ છે.

૨૩ મા શ્લોકમાં રાયદુર્ગના કે રાય(રાજા)ના દુર્ગના વિજયનો ઉલ્લેખ છે.

૨૪ મા શ્લોકમાં દુર્ગના ઘેરા અને વિનાશનું વર્ણન છે.

૨૬ મો શ્લોક જે માત્ર થોડો જ ઉકલ્યો છે તેમાં દધિપદ્ર(હાલનું દાહોદ)ના સુંદર કિલ્લા વિશે ઉલ્લેખ છે, જે પ્રાયઃ ઇમાદલ મુલકે શક વર્ષ ૧૪૦૧* અને વિ. સં. ૧૫૪૫માં બંધાવેલ. આ હકીકત તદ્દન નવી છે. ૨૧ મી પંક્તિમાં ઇમાદલ મલિકે અમુક નિશ્ચિત મિતિએ તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો હોવાનું લખ્યું જણાય છે, જેની વિગતો ઘસાઈ ગઈ છે.

લેખ મહમૂદનાં ઈ.સ. ૧૪૯૦ સુધીનાં બધાં મહત્ત્વનાં પરાક્રમ નોંધે છે, સિવાય કે અનુક્રમે ઈ.સ. ૧૪૭૨ અને ૧૪૭૩માં કરેલાં સિંધ અને જગત (દ્વારકા) પરનાં આક્રમણ.

અભિલેખ પંક્તિ ૧૧, ૧૩, ૧૫–૧૭, ૨૦ અને ૨૧ માં ઇમાદલ, ઇમાદલ મલિક, 'વીર' ઇમાદલ, ઇમાદલ મુલક અને ઇમાદલ મલિકના નામથી ઓળખાતી વ્યક્તિનાં કાર્યોનો ઉલ્લેખ કરે છે.

અભિલેખમાં નીચેનાં સ્થળોનો ઉલ્લેખ છે : અહમ્મદપુર, ચંપક(પદ્ર), ચંપકપુર, દધિપદ્ર, ગુર્જર માલવક દમન અને બાગૂલ(ના અધિપતિઓ), પાવક અને જીર્ણ(?)ના કિલ્લાઓ તેમ જ રૈવતક પર્વત.

* વાંચો શક વર્ષ ૧૪૧૦. (લેખની પં. ૨૦માં 'શાકે ૧૪૦૧૦' લખ્યું છે ને તેમાં ૧૦ પહેલાંનું ૦ નિરર્થક છે.) —સં.

पाठ

१. ........[१]........श्री[२]........॥ कास्मीर[३]वासिनी' देवीं नत्वा साहि[४] मुदा[फ]रस्यादौ । वंशं जगति विशु[द्धं] – –[५] च पातसाहीनां( नाम् ) ॥१[॥*] आदौ श्री[गू][६]-र्जरेशो नृपकुलतिलक[:*] प्राप्तपु-

२. [ण्यै][७]कदेश[·] श्रीमान(न्) शौर्यादिसारैर्नृपकुलमखिल(लं) यो विजित्याधि[त]स्थौ । पश्चात् श्रीपत्तनेस्मिन् प्र[व]रगुण ⏑ – – रकीर्त्तिर्यशस्वी मानी भूपालमौलिर्वरमुकुट-मणि[८]वीरविख्यातमू-

३. [र्त्तिः ।][।*] २[॥*] श्रीमान् वीरोभवत् शाहिमुदाफरनृपप्रभुः । तत्पुत्रो वीर-वि[ख्या]तो महम्मदमहीपतिः ।[।*] ३ [॥*] तस्यान्वये – ⏑⏑ – प्रसूतः प्रताप-संतापितमालवेशः । वीरः सदा श्रीमदहम्मदेंद्रो

४. राजा महीमंडलमंडनाय ।[।*] ४ [॥*] यः सर्वधर्म्मार्थविचारसारसर्वज्ञ[शुद्धो नृप]-वंशजातः । जित्वा महीं मालवकाधिपस्य जग्राह तद्देश[९]धनं च पश्चात् ।[।*]-५ [॥*] तस्मात्पुनर्भूमिपतिः प्रधानवी-

५. र[:*] सदा साहमहम्मदोभूत् । दाता जगज्जीवनजातकीर्त्ति[ र्यस्य प्रभावो ] विदितः पृथिव्यां(व्याम्) ।[।*] ६ [॥*] साहश्रीमहमूदवीरनृपतिः श्रीग्यास[दीन]प्रभोर्विख्यातः ⏑⏑ –[१०] उदारचरि-

६. तो जातोन्वये वीर्यवान् । यो राज्यादधि[क] ⏑ – पपदवी – – घदामेन[११] वै कर्ण्णं विक्रमभूपतिं च जितवान् शास्त्रार्थसारे गुरु[:][१२] ।[।*] ७ [॥*] राज्यं प्राप्य निजं प्रसंन्न[१३][वद]-

---

१. સભવતઃ આરભમાં શુભચિહ્ન હતુ.
२. श ના ઉપરતુ મીડું અને र् ની ત્રાંસી રેખા છાપમાં ઝાંખા દેખાય છે. તેની આગળનો શબ્દ स्वस्ति હોઈ શકે.
३. વાચો काश्मीर.
४. शाहि જોઈએ. લહિયાએ ત્રીજી પક્તિમાં શુદ્ધ સ્વરૂપ વાપર્યું છે.
५. [ પહેલા બે અક્ષરોમાં ' वक्ष्ये ' જેવું ક્રિયાપદ હોવા સંભવ છે. —ચક્રવતી' ]
६. ' गू 'માંનો ' ऊ ' જ છૂટી ગયો છે.
७. પાઠ સંશયાત્મક છે.
८. ' र् ' અર્થાત્ રેફ પછીના અક્ષર ' वी ' પર હોવો જોઈએ. વાંચો मणिर्वीर.°
९. [ પાઠ ખરેખર સ્પષ્ટત. ' तद्‌वेश्म धनं च ' છે. —ચક્રવતી' ]
१०. આ ત્રણ અક્ષરો ભૂસાઈ ગયા છે. [ પાઠ આમ લાગે છે : ' स्वगुणैरुदार. —ચક્રવતી' ]
११–१२. [ ' दानेन ' અને ' गुरुम् ' પાઠ જોઈએ. —ચક્રવતી' ]
१३. ' स ' પરનું અનુસ્વાર નિરર્થક છે. પથ્થર પરનું છિદ્ર હશે.

૭. नो दातातिवी[र्या]न्वितः पश्चाद(द्द)क्षिणदिक्पतिं स्वनगरे सं — ᵕ जित्वा[१] रिपुं। [तप्तो वै]र्द(द)मनाधिपस्य सकलं देशं समं भूधरैर्नीत्वा श्रीमहमूदसाहनृपतिश्चक्रे मतिं

८. [रै]वते ।[।*] ८ [॥*] तत्रो [२]शुंगनगेंद्रसंगतभटान् वीक्ष्यादरेण [स्वयं] युद्धं चाद्भुतविक्रमं [स कृतवान्] भूप(पः) स्वसेनाजनैः। जित्वा दुर्गमशेषवैरिसहितं यो जीर्ण संसं ᵕ — [३] कीर्तिस्तभमि-

९. दं चकार नृपतिस्तद्रैवतं पर्वतं(तम्) ।[।*] ९ [॥*] चंपक — —[४] पश्चात् सं — — वैरिकुद्धकुद्दाल[:*]। जित्वा पावक[दुर्गं] पित्रा रुद्धं प्रतापतापूर्वं[५](वम्) ।[।*] १० [॥*] महमूदमहीपालप्रतापेनेव पावक। प्रविश्य ज्वालितं

१०. [सर्वं] वैरिवृंद पतंगवत् ।[।*] ११ [॥*] जीवंतं तत्पतिं ब[द्ध्वा] दुर्गं [नी]त्वा महाबल। चकार तत्पुरे राज्यं महमूहमहीश्वर[:] ।[।*] १२ [॥*] ज्ञात्वा गुणै[:*] कर्म्मभिरप्युदारैरेतं कुलीनं नृपवंशजातं। मुख्यं चका-

११. रात्मगृहे महीशः स सेवके[भ्यो]धिकमान[६]दानः ।[।*] १३ [॥*] पश्चादि[मं] सेवक[मे]कवीरमिमादलं कार्यकरं विदित्वा आ — ᵕ — — ᵕ सदातिशूर सद्वाक्य- — — ᵕᵕ देश[७]रक्षां(क्षाम्) ।[।*] १४ [॥*] [पा]-

१२. मीरवंशे नृपतिप्र[धा]न(नः) — — ᵕ मोभूदतुलप्रतापः। स—हव या सं(सां?) नागरीतं—[८] स्तूयते — ᵕᵕ चारुकीर्तिः ।[।*] १५ [॥*] तस्मात् सबल वनेज — — — मखिलक्षितौ

---

૧. [ ઘણું કરીને આપણે આમ સુધારવું પડે दिक्पते[.*] स्वनगरे सख्ये च जित्वा'. —ચક્રવર્તી ]

૨. [ ખરો પાઠ 'तत्रोत्तुंग' લાગે છે. —ચક્રવર્તી ]

૩ અક્ષરો 'सं सप्रति' વંચાય છે, જેનો કોઈ અર્થ થતો નથી. [ પાઠ 'जीर्णसंज्ञं पुन(नः)' લાગે છે. —ચક્રવર્તી ]

૪. 'पल्या' કે 'पद्या' હોઈ શકે. પહેલું સંભવિત નથી. કારણ કે 'पल्ली'અંતવાળાં સ્થળનામ ગુજરાતના પછીના સમયના અભિલેખોમાં જોવા મળતાં નથી, છતાં આ જ અભિલેખમાં 'પલ્લી' સ્થળના આખા નામ તરીકે આવે છે હેમચંદ્રે પણ તેમના 'द्वयाश्रयकाव्य'માં પલ્લીદેશનો ઉલ્લેખ કર્યો છે. જો કે પૂર્વકાલીન અભિલેખોમાં પણ, ખાસ કરીને ત્રૈકૂટકો, રાષ્ટ્રકૂટો, વલભી અને પશ્ચિમના ચાલુક્યોના અભિલેખોમાં આ પ્રયોગ જોવા મળે છે.
[ પાઠ 'चंपक-पुर्य्याम्' બંધ બેસે છે. —ચક્રવર્તી ]

૫. ભાવ સ્પષ્ટ થતો નથી અને પાઠ સંશયાત્મક છે.

૬. 'मान'માંના मा પર બિનજરૂરી અનુસ્વાર જણાય છે.

૭ [ છાપ પર 'चेन' જેવો પાઠ લાગે છે. —ચક્રવર્તી ]

૮. [ પાઠ '...त्पा [स]प्रति सागरांतं य(च)' લાગે છે. —ચક્રવર્તી ]

१३. मा(मी) प्रतापवान(न्) वीर(रो) विख्यात[:] पुण्यकर्म्मणि[1] । [।*] १६ [॥*]मह[मूद]-महीपालसेवाप्रौढप्रतापवान् [।] दानवीरश्चिरं जीयान्मलिकश्रीईं(इ)मादलः । [।*] १७ [॥*] पल्लीदेशाधिकार च पुण्य पुण्यम-

१४. तिस्तदा दुष्टारिहृदये राज्यं[2] दुर्ग्गमेन चकार वै ।[।*] १८ [॥*] [येनादौ] ⏑⏑–⏑ धौति [विपुल] गंगोर्मिकल्लोलवत् पूर्ण्णं पुण्यजलेन सर्व ⏑⏑– – –⏑ – –⏑– । कासारं ⏑ दक्षोद[3]

१५. ण मनसोल्लासेन निष्पादितं सोयं वीर इमादले[द्र]नृपतिर्दुर्ग्गं चकारोत्तमं(मम्) ।[।*] १९ [॥*] अहम्मदपुरांतस्थः कूपो यस्य विराजते । जगज्जीवनदानेन यशोराशि-मिवोद्वहन् ।[।*] २० [॥*] य[:] श्री-

१६. मन्महमूदशाहकृपया श्रीचपकाख्ये पुरे – –[4][की]र्तिविवर्द्धन सुविपुल तापत्रयोन्मूलन । सानंदेन चकार मानससमं सत्पुष्कर भूतले सोय वीर इमादलेद्रनृपतिर्दुर्ग्गं चका-

१७. रोत्तम(मम्) ।[।*] २१ [॥*] बागूलाधिपतिर्यस्य जयदेवो म – ट ⏓ [।*]. . ....[5] मिषैर्निन्ये लूषजोवशिर[:*] स्वय(यम्)[6] ।[।*] २२ [॥*] तत्राशेषा[न्रि]पून् हत्वा कृत्वा दिग्विजयोदय । रायदुर्ग्गं समजयत् योसौ वीर इमादलः ।[।*] २३ [॥*]

१८. – – (रावल)वेधनेन सकलं तद्वैरिवृंदं त[था*] – – – लि-विमुक्तगोलक-गणैः संहत्य चूर्ण्णीकृ[तं*]। दुर्ग्गं पू[र्णं]बली विजित्य सबलं प्रोद्यत्प्रतापेन यो धर्म्मद्वारमिद प्रहारसहितं त-

१९. ⏑पा–र्ददौ[7] ।[।*] २४ [॥*] बागू[ल*]भूपालचलं प्रह[त्य प्रच]ण्डभूमीश्वर-कालकर्त्ता । यः पावके पूर्ववि[वृ*]द्धभर्त्ता किं वर्ण्यते चास्य जयस्य वार्त्ता ॥ २५ [॥*] दधिपद्र(द्रे) रुचिरतरं दुर्ग्गं वै दुःसह....

२०. ........। श्रीमदिमादलमुलको दान......... सुंदरश्चक्रे ॥२६ [॥*] श्रीनृपविक्रमार्क-(र्कं)समयातीतसंवत् १५४५[8] वर्षे शाके १४०१०[9] प्रवर्त्तमाने वैशाष(ख) शुदि १३

---

१. डॉ. छाबराना मत प्रमाणे पाठ आ प्रमाणे छे: तस्मा।ज्जातोतितेजस्वी -- तो⏑खि[ल]क्षितौ। [शा]मी प्रतापवान(न्) वीर(रो) विख्यात[ ] पुण्यकर्म्मणि ॥

२. [ खरो पाठ 'शल्यम्' ना अर्थमा 'शल्लम्' छे —चक्रवर्ती ]

३. आ पंक्तिना केटलाक अक्षरो वाची शकाता नही होवाथी भाव स्पष्ट थतो नथी. [ पाठ 'कासारद्वयमादरेण' लागे छे. —चक्रवर्ती ]

४. [ घणुं करीने 'पुण्य' एम सुधारवु जोईए. —चक्रवर्ती ]

५. अक्षरो घसाई गया छे.

६ भाव स्पष्ट थतो नथी.

७ [ पाठ आम लागे छे: 'तस्मै कृपाब्धिर्ददौ.' —चक्रवर्ती ]

८. १५४ अने ५नी वच्चे मीडुं जणाय छे, जे कदाच पथ्थरमां पडेलो कापो ज छे

९. १०नी पहेलानु शून्य बिनजरूरी छे.

७. नो दातातिवी[र्या]न्वितः पश्चाद(द्द)क्षिणदिक्पतिं स्वनगरे सं — ᵕ जित्वा[१] रिपुं । [तप्तो वै ]र्दं(द)मनाधिपस्य सकलं देशं समं भूधरैर्नीत्वा श्रीमहमूदसाहनृपतिश्चक्रे मतिं

८. [रै]वते ।[।*] ८ [।।*] तत्रो [२]शुंगनगेंद्रसंगतभटान् वीक्ष्यादरेण [ स्वयं ] युद्धं चाद्भुतविक्रमं [ स कृतवान् ] भूप(पः) स्वसेनाजनैः । जित्वा दुर्गमशेषवैरिसहितं यो जीर्ण संसं ᵕ — [३] कीर्तिस्तभमि-

९. दं चकार नृपतिस्तद्रैवतं पर्वतं(तम्) ।[।*] ९ [।।*] चंपक — —[४] पश्चात् सं — — वैरिकुद्धकुद्दाल[:*] । जित्वा पावक[ दुर्गं ] पित्रा रुद्धं प्रतापतापूर्वं[५](वम्) ।[।*] १० [।।*] महमूदमहीपालप्रतापेनेव पावक । प्रविश्य ज्वालितं

१०. [सर्वं] वैरिवृंद पतंगवत् ।[।*] ११ [।।*] जीवंतं तत्पतिं ब[द्ध्वा] दुर्गं [नी]त्वा महाबल । चकार तत्पुरे राज्यं महमूहमहीश्वर[:] ।[।*] १२ [।।*] ज्ञात्वा गुणै[:*] कर्म्मभिरप्युदारैरेतं कुलीनं नृपवंशजातं । मुख्यं चका-

११. रात्मगृहे महीशः स सेवके[भ्यो]धिकमान[६]दानः ।[।*] १३ [।।*] पश्चादि[मं] सेवक[मि]कवीरमिमादलं कार्यकरं विदित्वा आ — ᵕ — — ᵕ सदातिशूरं सद्वाक्य- — — ᵕᵕ देश[७]रक्षां(क्षाम्) ।[।*] १४ [।।*] [पा]-

१२. मीरवंशे नृपतिप्र[धा]न(नः) — — ᵕ मोभूदतुलप्रतापः । स—हव या सं(सां ?) नागरीतं—[८] सूयते — ᵕᵕ चारुकीर्तिः ।[।*] १५ [।।*] तस्मात् सबल वनेज — — — मखिलक्षितौ

---

૧ [ ઘણું કરીને આપણે આમ સુધારવું પડે दिक्पते[ *] स्वनगरे सख्ये च जित्वा' —ચક્રવર્તી ]

૨. [ ખરો પાઠ 'तत्रोत्तुग' લાગે છે. —ચક્રવર્તી ]

૩ અક્ષરો 'स सप्रति' વંચાય છે, જેનો કોઈ અર્થ થતો નથી [ પાઠ 'जीर्णसज्ञ' पुन(न) લાગે છે —ચક્રવર્તી ]

૪. 'पल्या' કે 'पद्या' હોઈ શકે પહેલું સંભવિત નથી. કારણ કે 'पल्ली'અંતવાળાં સ્થળનામ ગુજરાતના પછીના સમયના અભિલેખોમાં જોવા મળતા નથી, છતાં આ જ અભિલેખમાં 'પલ્લી' સ્થળના આખા નામ તરીકે આવે છે. હેમચંદ્રે પણ તેમના 'द्वयाश्रयकाव्य'માં પલ્લીદેશનો ઉલ્લેખ કર્યો છે. જો કે પૂર્વકાલીન અભિલેખોમાં પણ, ખાસ કરીને ત્રૈકૂટકો, રાષ્ટ્રકૂટો, વલભી અને પશ્ચિમના ચાલુક્યોના અભિલેખોમાં આ પ્રયોગ જોવા મળે છે.
[ પાઠ 'चपक-पुर्य्याम्' બંધ બેસે છે. —ચક્રવર્તી ]

૫. ભાવ સ્પષ્ટ થતો નથી અને પાઠ સંશયાત્મક છે.

૬. 'मान'માના મા પર બિનજરૂરી અનુસ્વાર જણાય છે.

૭ [ છાપ પર 'वेग' જેવો પાઠ લાગે છે. —ચક્રવર્તી ]

૮. [ પાઠ '...द्यया [ सं ]प्रति सागरात य( य. )' લાગે છે. —ચક્રવર્તી ]

१३. मा(मी) प्रतापवान(न्) वीर(रो) विख्यात[:] पुण्यकर्म्मणि[1] । [।*] १६ [॥*]मह[मूद]-महीपालसेवाप्रौढप्रतापवान् [।] दानवीरश्चिरं जीयान्मलिकश्रीई(इ)मादलः । [।*] १७ [॥*] पल्लीदेशाधिकार च पुण्य पुण्यम-

१४. तिस्तदा दुष्टारिह्रदये राज्यं[2] दुर्ग्गमेन चकार वै ।[।*] १८ [॥*] [येनादौ] ⏑⏑—⏑ धौति [विपुल] गंगोर्मिकल्लोलवत् पूर्णं पुण्यजलेन सर्व ⏑⏑— — —⏑ — —⏑— । कासारं ⏑ दक्षोद[3]

१५. ण मनसोल्लासेन निष्पादितं सोयं वीर इमादले[द्रनृपतिर्दु]र्ग्गं चकारोत्तमं(मम्) ।[।*] १९ [॥*] अहम्मदपुरातस्थः कूपो यस्य विराजते । जगज्जीवनदानेन यशोराशिमिवोद्वहन् ।[।*] २० [॥*] य[:] श्री-

१६. मन्महमूदशाहकृपया श्रीचपकाख्ये पुरे – –[4][की]र्तिविवर्द्धनं सुविपुलं तापत्रयोन्मूलन । सानंदेन चकार मानससमं सत्पुष्करं भूतले सोय वीर इमादलेंद्रनृपतिर्दुर्ग्गं चका-

१७. रोत्तम(मम्) ।[।*] २१ [॥*] बागूलाधिपतिर्यस्य जयदेवो म—ट ⏓ [।*]........[5] मिषैर्निन्ये लूषजोवशिर[:*] स्वय(यम्)[6] ।[।*] २२ [॥*] तत्राशेषा[त्रि]पून् हत्वा कृत्वा दिग्विजयोदय । रायदुर्ग्गं समजयत् योसौ वीर इमादलः ।[।*] २३ [॥*]

१८. – – (रावल)वेधनेन सकलं तद्वैरिवृंदं त[था*] – – – लि–विमुक्तगोलकगणैः संहत्य चूर्णीकृ[तं*]। दुर्ग्गं पू[र्णं]बली विजित्य सबलं प्रोद्यत्प्रतापेन यो धर्म्मद्वारमिदं प्रहारसहितं त-

१९. ⏑पा–र्ददौ[7] ।[।*] २४ [॥*] बागू[ल*]भूपालबलं प्रह[त्य प्रच]ण्डभूमीश्वरकालकर्त्ता । यः पावके पूर्ववि[वृ*]द्धभर्त्ता किं वर्ण्यते चास्य जयस्य वार्त्ता ॥ २५ [॥*] दधिपद्र(द्रे) रुचिरतर दुर्ग्गं वै दुःसह....

२०. ........। श्रीमदिमादलमुलको दान......... सुंदरश्चक्रे ॥२६ [॥*] श्रीनृपविक्रमार्क(मांक)समयातीतसंवत् १५४५[8] वर्षे शाके १४०१०[9] प्रवर्त्तमाने वैशाप(ख) शुदि १३

---

१. डॉ. छाबराना मत प्रमाणे पाठ आ प्रमाणे छे: तस्माज्जातोतितेजस्वी -- तो⏑खि[लं]क्षितौ । [शा]मी प्रतापवान(न्) वीर(रो) विख्यात[:] पुण्यकर्म्मणि ॥

२. [ खरो पाठ 'शल्यम्' ना अर्थमा 'शल्लम्' छे —चक्रवर्ती ]

३. आ पंक्तिना केटलाक अक्षरो वांची शकाता नही होवाथी भाव स्पष्ट थतो नथी. [ पाठ 'कासारद्वयमादरेण' लागे छे. —चक्रवर्ती ]

४. [ घणु करीने 'पुण्य' एम सुधारवु जोईए. —चक्रवर्ती ]

५. अक्षरो घसाई गया छे.

६. भाव स्पष्ट थतो नथी

७ [ पाठ आम लागे छे: 'तस्मै कृपाब्धिर्ददौ.' —चक्रवर्ती ]

८. १५४ अने ५नी वच्चे मीडुं जणाय छे, जे कदाच पथ्थरमां पडेलो कापो ज छे

९. १०नी पहेलांनु शून्य बिनजरूरी छे.

२१. – – – – – – – – – – –[१] शुभे दिने मलिके श्रीइमादल मलिकं दुर्गं उद्धरे[त्][२] ॥ [श्रीरस्तु] – जे गढ पोलिनी पारी ते वंतरी[३]

२२. – – – – – – – – – – – तिस

---

૧. આ બધા જ અક્ષરો ઘસાઈ ગયા છે; ઘણું કરીને તેમાં હિજરી સંવતની મિતિ હોવાનું જણાય છે.

૨. '°मुद्धरेत्' જોઈએ.

૩. 'जे'થી શરૂ થતા અને 'वंतरी' થી પૂરા થતા આ વાક્યની રચના ગુજરાતી ભાષામાંના વાક્ય-ખંડને મળતી આવે છે. 'जे' અને 'पोलिनी'માંના 'लि' અક્ષરો અર્વાચીન ગુજરાતી અક્ષરો જેવા છે. ઘણા શિલાહાર અને યાદવ અભિલેખોમાં આવતા શાપવાચક શબ્દોની જેમ (આ) વાક્યમાં શાપનો ભાવ રહેલો છે: દુર્ગની સાથે જે કોઈ ચેડાં કરશે, તે વંતરી થશે કે તેને વંતરી વળગશે, વગેરે.

નં. ૧૮

# ભાવનગરનો પાળિયા-લેખ, વિ. સં. ૧૫૫૩*

ભાવનગર પાસે રુવાપુરી માતા પાસે સુતારની તલાવડી ઉપરના પાળિયા પરનો આ લેખ વિ. સં. ૧૫૫૩નો[૧] છે. એમાં જણાવ્યું છે કે ગોઘામાં બાદશાહ મહમૂદનું રાજ્ય હતું ત્યારે સુતાર રુડાંના દીકરા શામળનો પાળિયો માંડ્યો.

---

* વજેશંકર ગૌ. ઓઝા (સં.), ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ, સૂચીપત્ર, પૃ. ૧૬, લે. ૫૩

૧. ઈ.સ. ૧૪૯૬–૯૭. —સં.

નં. ૧૯

# માંડવીની વાવનો વિ. સં. ૧૫૫૪, શક ૧૪૧૯નો શિલાલેખ*

ચાંપાનેરની આજુબાજુનાં, મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના પુરાવસ્તુ વિદ્યાવિભાગ દ્વારા ચાલતાં સંશોધનો દરમ્યાન, ચાંપાનેરથી વાયવ્ય ખૂણામાં સરિયા–વાકળિયા ડુંગરની પશ્ચિમ બાજુએ, ચાંપાનેરથી આશરે ૩ કિ.મી. દૂર, માંડવી[1] નામે ઓળખાતી જગ્યાએ એક ખંડિત પરંતુ ઉપયોગમાં આવતી વાવ છે. આ વાવ ૧૯ મીટર લાંબી અને ૪·૮૦ મીટર પહોળી છે. તેને પાંચ કોઠા છે અને દરેક કોઠામાં આશરે સાત પગથિયાં છે.

આ કોઠાઓ પૈકી ત્રીજા કોઠાની ઉત્તર દીવાલમાં ૬૧×૬૧ સેં.મી.ની ખરતા પથ્થરની શિલા પર ૧૬ લીટીમાં લખાયેલો લેખ છે. આ લેખના અક્ષરો આશરે બે સેં.મી. મોટા છે. આ લેખ દેવનાગરી લિપિમાં લખાયેલો છે. તેની ભાષામાં સંસ્કૃત અને મધ્યકાલીન ગુજરાતીનો સમાવેશ થાય છે. આ લેખમાં य ને બદલે इ નો તથા शिवलोक ને બદલે शवलोक નો પ્રયોગ જોવા મળે છે. આ લેખના લેખકનું સંસ્કૃતનું જ્ઞાન જોઈએ તેટલું સારું નથી. તદુપરાંત सुल्तान, वकफ, मसीत, हजीरा, दीवानि વગેરે ફારસી-અરબી શબ્દ–પ્રયોગો સૂચવે છે કે ૧૫ મી સદીના ગુજરાતના રાજ્યવહીવટમાં તથા સામાન્ય વપરાશમાં આ શબ્દો દાખલ થઈ ગયા હતા. આ યુગની જૈન સંસ્કૃત તથા કેટલાક શિલાલેખોની ભાષામાં આ જાતનું શબ્દભંડોળ જોવામાં આવે છે.

આ શિલાલેખમાં पात्रकदुर्ग, चापानेर અને महमदावादનો ઉલ્લેખ છે. આ ઉલ્લેખમાં 'મહેમદાવાદ' અને 'ચાંપાનેર' બંને એક જ શહેરનાં નામ છે. 'ગંગાદાસપ્રતાપવિલાસ' નાટકમાં વર્ણવેલું ચાંપાનેર એ પાવાગઢના ડુંગર પર હતું એવો ઉલ્લેખ છે. 'પાવકદુર્ગ' એ પાવાગઢનું નામ છે. સ્થળનામોના અભ્યાસમાં એવું જોવામાં આવ્યું છે કે કેટલાંક સ્થળોનાં નામોમાં ઇસ્લામી રાજ્યકર્તાઓએ ફારસી નામોનો ઉલ્લેખ કરીને ફેરફાર કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તે સ્થળો જે દેશી નામોથી ઓળખાતાં હતાં તે જ નામો વધુ ચિરંજીવ રહ્યાં છે.

સુલતાન મહંમદ બેગડાનું ઐશ્વર્ય બતાવવા માટે આ શિલાલેખમાં તેના નામની આગળ સાત વખત 'શ્રી' શબ્દ લખવામાં આવ્યો છે, જ્યારે મલીક સંદલ સુલતાની મહમદ બેગડાનો કોઈ મલેક લાગે છે. તેણે બે હળ જમીન ધર્માદા આપી છે. લખાણની પદ્ધતિ પરથી દેખાય છે કે અંકોમાં અને શબ્દોમાં આંકડા લખવાની પદ્ધતિનો પ્રચાર સારો હશે. આવાં બંને સ્વરૂપો ૫ पचम्या हल २ अके हल वि અથવા भूमिहल वि अंके २ જેવા

+ વિશ્વાસ સોનવણે, 'ચાંપાનેર માંડવી વાવનો સવત્ ૧૫૫૪(શક ૧૪૧૯)નો શિલાલેખ,' "સ્વાધ્યાય," પુ. ૯, અંક ૪, પૃ. ૪૩૩–૩૫

૧ તા. હાલોલ, જિ. પંચમહાલ

શબ્દો દર્શાવે છે. આ પ્રદેશમાં આશરે દશ એકર જેટલી જમીન ગણાવા સંભવ છે. આ ખેતરોની જમીન કાળી છે અને તેથી તેના વર્ણન માટે શિલાલેખમાં એક સુંદર ઉપમા આપી છે. આ ઉપમા 'कालिकाला ए खेत्र' એમ છે. આ ઉપમા કાળી જમીન માટે છે અને તેનું ઉપમાન કાલિકા માતા છે. આમ પાવાગઢની કાલિકા માતાને ઉપમાન તરીકે લેખકે યાદ કર્યાં છે.

પાઠ*

१. ॐ नमो श्री गणेशाय नमः सारदाई नम
२. एकांगो पदमात्रेण उदकं धारयेन्मही। षाष्टिव-
३. रिषसहश्राणि शवलोकस्य गच्छतिः। स्वस्ति श्री
४. संवत् १५५४ वर्षे शाके १४१९ प्रावर्तमाने उत्तराय-
५. ने हेमंतरितौ पोषमाषे शुक्लपक्षे ५ पंचम्या स्तिथौ
६. गुरुदिने शतभिषानक्षत्रे संध्यनाग्नियोगे बालव क
७. हर्मे पावकदुर्गे शहर मुकरम महमदावाद औफ
८. चांपानेरः। स्थाने श्री पातशाह श्री श्री श्री श्री
९. श्री श्री श्री सलतांन महमुद विजयराजे योति-
१०. श्री वजयादितः वाकिक्रिः संदल सुल-
११. तानी बाबती मुल्क उदः शुभंभवति कल्या-
१२. ण जितिभूमी हल २ अंके हल बि वावि मसी-
१३. तनुं तथा वकफ हजीरानुं षे(खे)त्रए भूमिहल
१४. बि अंके २ सुलतानि समस्त दीवानिए भोमि-
१५. हाल २ धर्मार्थे दता कालिकाला एषे(खे)त्रजि
१६. को लोपि ते दोषभागी थाइए पुंन्यआयुष्य(इ)तवापी

* આમાં ઘણી અશુદ્ધિઓ છે. —સં.

ભાષાંતર

"શ્રી ગણપતિને નમસ્કાર, શ્રી શારદાને નમસ્કાર, એક ગાયના પગલા જેટલી જમીન પર જો પાણી રહે તો તેમ કરનારનો સાઠ હજાર વર્ષ સુધી શિવલોકમાં વાસ થાય છે. શ્રી સંવત ૧૫૫૪ વર્ષે શક ૧૪૧૯ પ્રવર્તમાન પોષ માસે, અજવાળિયાની પાંચમે, હેમંત ઋતુમાં ઉત્તરાયણમાં ગુરુવારે[1] શતભિષા નક્ષત્રે, સંધ્યાગ્નિ યોગે બાલવ કરણમાં પાવાગઢ પાસે ઉત્તમ શહેર મહેમદાવાદ અથવા ચાંપાનેર છે. બાદશાહ શ્રી સુલતાન મહંમદનું[2] વિજયી રાજ્ય છે. તે વખતે જોષી વજયાદિતે આ કહ્યું છે. મલિક સંદલે સુલતાને "બાબતિ મુલ્ક ઉદ્ર" તેનું શુભ થાવ, કલ્યાણ થાવ, વાવ, મસ્જિદ તથા હજીરાનું વકફનું ખેતર છે, જે બે હળભૂમિનું છે. ભૂમિ હળ અંકે ૨ સુલતાને સમસ્ત દીવાનીએ ભૂમિ હળ બે ધર્માદા આપી કાળિકાળા એ ખેતર જે કોઈ ઓળવે તે દોષ ભોગવે. જ્યાં સુધી વાવ હોય ત્યાં સુધી પુણ્ય તપે."

---

૧. ૨૮મી ડિસેમ્બર, ઈ.સ. ૧૪૯૭. —સં.

૨. મહમૂદનું. —સં.

નં. ૨૦

# અડાલજની વાવનો શિલાલેખ, વિ. સં. ૧૫૫૫*

આ લેખ અગાઉ 'રિવાઇઝ્ડ લિસ્ટ ઑફ્ ઍન્ટિક્વિરિયન રિમેઇન્સ ઇન ધ બૉમ્બે પ્રેસિડન્સી'માં પૃ. ૩૧૦-૧૧ ઉપર પ્રકાશિત થયેલો.

અમદાવાદની ઉત્તરે બારેક માઇલના અંતરે આવેલા અડાલજ[1] ગામને પાદરે આવેલી પ્રાચીન વાવ ગુજરાતની વાવોમાં સુપ્રસિદ્ધ છે. આ વાવ દક્ષિણ-ઉત્તર બાંધેલી છે. દક્ષિણ દિશાએ આવેલા એના પ્રવેશમાં દાખલ થતાં ઉપલે મજલે જમણી બાજુ પરના એક ગોખલામાં આ વાવના બાંધકામને લગતો શિલાલેખ નજરે પડે છે. આ લેખ પંદરમા શતકની નાગરી લિપિમાં કોતરેલો છે. લેખમાં એકંદરે ૨૭ પંક્તિ છે. એમાંની છેલ્લી ત્રણ પંક્તિ એ સમયની ગુજરાતી ભાષામાં લખેલી છે. લેખનો બાકીનો બધો ભાગ સંસ્કૃતમાં લખેલો છે. સંસ્કૃત લખાણનો મોટો ભાગ પદ્યમાં રચેલો છે, માત્ર ત્રણચાર પંક્તિ જ ગદ્યમાં છે. પદ્યમાં કુલ ૧૯ શ્લોક છે.

લેખના આરંભમાં વાવ બંધાયાની મિતિ આપવામાં આવી છે.

મંગલાચરણમાં વિનાયકને નમસ્કાર કરવામાં આવ્યા છે. પછી વાવ બંધાવનાર વ્યક્તિના પૂર્વજોનો પરિચય આપવામાં આવ્યો છે. દંડાહિ દેશના વાઘેલા રાજા મોકલસિંહને કર્ણ નામે પુત્ર હતો. એને મૂલુ રાજા નામે પુત્ર થયો. એને મહીપ નામે પુત્ર હતો. મહીપને વીરસિંહ નામે પુત્ર હતો. વીરસિંહની રાણી રૂડાદેવીએ આ વાવ કરાવી (શ્લો. ૧-૮).

વાવ બંધાયાની મિતિ હતી વિ. સં. ૧૫૫૫ની માઘ સુદ પંચમી ને બુધવાર. આ ભવ્ય વાવ બંધાવનાર રૂડા રાણીએ પોતાના પિતાનું તેમજ પતિનું એમ બંને કુલ દીપાવ્યાં હતાં. આ વાવ વાસ્તે એણે પાંચ લાખ ટંકા ખરચ્યા હતા. આ વાવ અહાલિજ ગામમાં બંધાવી હતી.

વાવ વિ. સં. ૧૫૫૫માં શાકે ૧૪૨૦માં પાતસાહ મહમૂદના રાજ્યકાલમાં બંધાઈ હતી. વાવ બાંધનાર સલાટ માંસણ શ્રીમાલી જ્ઞાતિનો હતો.

એ દિવસે ઈ. સ. ૧૪૯૯ના જાન્યુઆરીની ૧૬મી તારીખ હતી. પાતસાહ મહમૂદ એ ગુજરાતનો સુલતાન મહમૂદશાહ ૧ લો ('બેગડો') છે. દંડાહિ પ્રદેશ હાલના કલોલ-મહેસાણા વિસ્તારમાં આવેલો હતો.

---

* હરિપ્રસાદ શાસ્ત્રી, બુદ્ધિપ્રકાશ, પુ. ૧૦૪, પૃ. ૧૯-૨૩

1. તા દસક્રોઈ, જિ. અમદાવાદ

पाठ.

१. संवत(त्) १५५५ वर्षे। माघमासे। पंचमीदिने। पातसाह-श्रीमहिमूंद राजा
२. ॐ नमो विनायकाय नमः॥ यस्यान्वंये मोकॅलसिंह आसीद्दंडाहिदेशाधिपतिर्नरेन्द्रः। वाघेल अ[ा]खण्डल-
३. तुल्यधामा। योद्धा हि यो भागवतप्रधातनं[1]। १ तस्याभवसू(त्सू)नुरतुल्यवीर्यः। कर्णो नृपः कर्ण इव क्षितीशः।
४. संग्रामभूमिं महतीं हि लब्धा(ब्ध्वा)। हता विपक्षाश्च धनुष्मता ते। २ उन्मूलयिता परेषां। मूलराजावनीश्वरः। तस्माद-
५. जायत नृपा[2]। द्रैणुकेयो यथा भृगोः। ३ महीपतीना प्रवरो। महीप इति विश्रुतः। तस्य सूनुरभूत्पाडो। युं-
६. धिष्ठिर इवापरः। ४ महीपतनयो ह्यासी। द्वीरसिंहो धराधिपः। लीलागृहीतदेहोमौ। रामो दशरथादि-
७. व। ५ अभूतां नृपती यौ तु। भ्रातरो(रौ) रामलक्ष्मणौ। वरसिंहश्च जैत्रश्च। महीपतनयावुभौ। ६ दंडाहिदे-
८. शाधिपति। वीरसिंहो धराधिपः। व(क)ल्पवल्ली समासाद्य स्वशोभत धु(पु)रंदरः। ७ तस्य श्रीवीरसिहस्य। राज्ञी राज्ञी
९. रमेव या। वापिकां शिरिपंमुरंव्यैश्चं। रूडांदेवी व्यचीकरत्। ८ स्वस्ति श्रीनृपविक्रमार्क-समयातीते
१०. कलौ साप्रतं। संवत्पंचदशे तु पंचमिलिते वर्षे च पंचाशति। वीरश्रीवरसिंहदेवनृपते रा-
११. ज्ञा(ज्ञी) हि रूडाभिधा। वापीं देवधुनीसमां सुतनया निर्म्माति वेणेशितुः। ९ कौवेरीं दिशमा-
१२. श्रिते दिनपतौ मासे च माघाभिधे। पक्षे शुक्लतमे तिथौ फणभृतो वारे बुधस्योत्तरा। न-
१३. क्षत्रे ववसंज्ञके च करणे योगे च सिद्धो(द्धौ) परे। रूडाख्या पतिदेवता तु महती(तीं) वापीमकार्षीछु(च्छु)भां [।] १०
१४. मानसाख्यं सरो दिव्यं। किं वा स्वर्गापगा किमु। कैलाशो(सो) वेति सर्वेषां। विभ्रमं विदधाति
१५. या। ११ या वापिकेति तनुते विशयं सुराणां। वातायनैः सुरवधूसमधिष्ठितैश्च। स्वर्गो-
१६. प्यसौ किमुत वा सुरसद्मनः सा। सा किं नु जह्नुतनयाप्यथवेदमुच्चैः। १२ अपांशुलानां

१ *प्रधानं જોઈએ.

२. આવાં સ્થાનોએ આ વિરામચિહ્ન ઉચ્ચારણમાં ચરણની પૃથક્તા દર્શાવવા માટે પ્રયોજાતું. —સં.

१७. प्रथमाभिधेया। या रूडराज्ञी कविकल्पवल्ली। श्लाघ्यैश्चरित्रैः। स्वकुलं च पत्यु। वि(र्वि)भासयती

१८. किल मैथिलीव। १३ कोटिधन तृणमिव प्रसभ ददातु। क्षिप्त नृपेषु निबुधेषु तुलां तु तस्याः।

१९. का।[1] नाम राजदयिता न च कामधेनु। नाप्येति कल्पलतिका किल रूडराज्याः। १४ टंककाना

२०. तु लक्षाणि। पंच क्रीतानि कोशतः। वापीकृतेऽनया राज्या। रूडादेव्येति संश्रुतं। १५ अड्डालिजे

२१. वरम्[ा]मे वीरसिंहस्य वल्लभा। रूडा राज्ञी व्यधाद्वापी भूषिता(ता) वलभीशतैः। १६ स्वस्तिश्री=

२२. मन्नृपविक्रमसमयातीत। आषाढादि संवत(त्) १५५५ वर्षे शाक(के) १४२०
प्रवर्त्तमाने उत्तरायनगते

२३. श्रीसूर्ये शिशिरर्तौ माघमासे शुक्लपक्षे पंचम्या तिथौ बुधवासरे उत्तराभ[ा]द्रपदनक्षत्रे। सिद्धि-

२४. नाम्नि योगे बवकरणे। मीनराशौ स्थिते चंद्रे। पातसाहश्रीमहमूदविजयराज्ये। दंडाहिदेशाधि=

२५. पतिंनृपतिचक्रचूडामणि वाघेलंश्रीमहिपतनयराजश्रीवरसायीनी धर्मपत्नी राणीश्रीरूडबा-

२६. ईइ भर्त्तारनइ परलोकार्थि अडालिजि वावि करावी। श्रीमालीज्ञाति। महं भीमा सूत्र मास( ? रा )ण-

२७. वावि नीपजावी। टंका लाष ५००१११ अंके पाच लक्षि थया। आचंद्रार्कं स्थिरस्थावरत्वमस्तु ॥

---

१. અહીં આ ઊભી રેખા ન જોઈએ.

ભાષાંતર

સંવત ૧૫૫૫ વર્ષે માઘ માસે પંચમી દિને.

પાતસાહ શ્રી મહિમૂદ રાજા.

ૐ નમસ્કાર ગણેશને નમસ્કાર

જેના વંશમાં દંડાહિ દેશનો અધિપતિ મોકલસિંહ (નામે) વાઘેલ રાજા થયો, જે ઇન્દ્ર સમાન શક્તિવાળો યોદ્ધો હતો ને, ભાગવત (સંપ્રદાય)નું સત્વ હતો. (૧)

તેનો પુત્ર કર્ણ થયો; તે કર્ણ રાજા જેવો અતુલ્ય વીર્યવાળો રાજા હતો. મોટી સંગ્રામભૂમિ પ્રાપ્ત કરીને, એ ધનુર્ધરે શત્રુઓને હણ્યા. (૨)

એ રાજાને મૂલૂરાજા નામે રાજા જન્મ્યો, જેમ ભૃગુને રેણુકાસુત (પરશુરામ); એ શત્રુઓનું ઉન્મૂલન કરનાર હતો. (૩)

પાંડુને જેમ યુધિષ્ઠિર તેમ એને (મૂલૂરાજાને) મહીપ નામે પ્રસિદ્ધ પુત્ર થયો; એ મહીપતિઓમાં મુખ્ય હતો. (૪)

દશરથના પુત્ર રામના જેવો, મહીપનો પુત્ર વીરસિંહ રાજા હતો; એણે લીલાથી દેહ ધારણ કર્યો હતો. (૫)

મહીપના બે પુત્ર વીરસિંહ અને જેત્ર થયા, તે બે રાજાઓ રામ-લક્ષ્મણ જેવા ભાઈઓ હતા. (૬)

દંડાહિ દેશનો અધિપતિ રાજા વીરસિંહ કલ્પલતાને પામી પુરંદર શોભે તેમ શોભ્યો. (૭)

તે વીરસિંહની રાણી, રમા (લક્ષ્મી) જેવી, રાણી રૂડાદેવી, જેણે મુખ્ય શિલ્પીઓ પાસે વાવડી કરાવી. (૮)

સ્વસ્તિ શ્રીનૃપ વિક્રમાદિત્યનો સમય વીત્યે હાલ કલિયુગમાં, સંવત પંદર(સો) પંચાવન વર્ષે વીર શ્રીવરસિંહ-દેવ, રાજાની રૂડા નામે રાણીએ, વેણ દેશના રાજાની સુપુત્રીએ, દેવગંગા સમી, વાવ કરાવી. (૯)

સૂર્ય જ્યારે કુબેરની દિશામાં (ઉત્તરાયનમાં) હતા ત્યારે માઘ નામે માસમાં, શુક્લ પક્ષમાં, નાગની તિથિએ (અર્થાત્ પંચમીએ), બુધના વારે, ઉત્તરા [ભાદ્રપદ] નક્ષત્રે, બવ નામના કરણે, પરમ સિદ્ધિ યોગે, રૂડા નામે સતીએ મોટી સારી વાવ કરાવી. (૧૦)

માનસ નામે દિવ્ય સરોવર છે? કે સ્વર્ગનદી (ગંગા) છે? કે કૈલાસ છે? એવો ભ્રમ એ સહુને કરાવે છે. (૧૧)

સુરાંગનાઓથી અધિષ્ઠિત થયેલાં વાતાયનો વડે જે વાવ દેવોને એવો સંશય કરાવે છે, કે આ તો સ્વર્ગ છે કે આ દેવસ્થાનની ભૂમિ છે કે આ મહાન જાહ્નવી (ગંગા) છે? (૧૨)

સતીઓમાં પ્રથમ (શ્રેષ્ઠ) ગણાતી, કવિઓની કલ્પલતા, રૂડારાણી, જે સીતાની જેમ પોતાના પ્રશસ્ય ચરિત્ર વડે પોતાનું તેમ જ પતિનું કુલ દીપાવે છે. (૧૩)

ડાહ્યા રાજાઓ વિશે ફેંકાયેલું કોટિ ધન તૃણની જેમ સપાટામાં ચાલ્યું જાઓ, એ રૂડારાણીની તુલનામાં, કઈ રાણી આવે? ન કામધેનુ આવે, ન કલ્પલતા યે આવે. (૧૪)

વાવને માટે રાણી રૂડાદેવીએ ખજાનામાંથી પાંચ લાખ ટંકા લીધા એ સુવિદિત છે. (૧૫)

રૂડા અડાલજ ગામમાં વીરસિંહની પ્રિય રાણી રૂડાએ સેંકડો વલભીઓ-(ગોખલાઓ ?)થી સોહતી વાવ કરાવી. (૧૬)

સ્વસ્તિ શ્રીનૃપવિક્રમસમયાતીત આષાઢાદિ સંવત ૧૫૫૫ વર્ષે શાકે ૧૪૨૦ વર્ષે ઉત્તરાયનના સૂર્યે શિશિર ઋતુમાં માઘ માસે શુક્લ પક્ષે પંચમી તિથિએ બુધવારે ઉત્તરાભાદ્રપદ નક્ષત્રે સિદ્ધિ નામે યોગે બવ કરણે મીનરાશિના ચંદ્રે, પાતસાહ શ્રીમહમૂદના વિજયરાજ્યે, દંડાહિ દેશના અધિપતિ, નૃપતિમંડલના ચૂડામણિ, વાઘેલ શ્રીમહિપના પુત્ર રાજા વરસાયીની ધર્મપત્ની રાણી શ્રીરૂડબાઈએ ભર્તારના પરલોકાર્થે અડાલજમાં વાવ કરાવી.

શ્રીમાલી જ્ઞાતિના મહં૦ ભીમા સૂત્ર. માસણે(?) વાવ બનાવી. ટંકા લાખ ૫૦૦૧૧૧ અંકે પાંચ લાખ થયા.

ચંદ્ર ને સૂર્ય હોય ત્યાં સુધી સ્થિર-સ્થાવરતા હો.

---

નં. ૨૦ અ

# મહેમદાવાદનો શિલાલેખ, વિ. સં. ૧૫૫૫*

વાત્રક નદીને કિનારે વસેલું મહમૂદાબાદ તે હાલનું ખેડા જિલ્લાનું મહેમદાવાદ છે. આ નગરના અમદાવાદી દરવાજામાં પેસતાં ડાબા હાથે પ્રાચીન સરાહ કે જ્યાં હાલ મામલતદારની કોર્ટ બેસે છે તેના દરવાજામાં પેસતાં જમણી બાજુની ભીંતમાં આ શિલાલેખ જડી દીધો છે. આ લેખ પહેલાં ગામની મધ્યમાં વાવ પાસે આવેલા બુરજની ભીંતમાં હતો, એ બુરજ તૂટી ગયો છે.

અગાઉ આ લેખ પ્રાંતીજના વૈદરાજ શ્રી. ચિમનલાલ લલ્લુભાઈ ઝવેરીએ વાંચ્યો હતો ને એ 'શ્રીજૈનસત્યપ્રકાશ'ના ૧૬ મા વર્ષના ૯ મા અંકમાં પ્રસિદ્ધ થયો છે.

આ લેખ એક રેતિયા લંબચોરસ પથ્થર પર કોતરાયો છે. એ શિલા ૨' ૯" લાંબી અને ૨' ૨¼" પહોળી છે. મૂળ લેખ ૧૬ પંક્તિઓનો છે. લેખને મથાળે એક પંક્તિ પાછળથી ઉમેરવામાં આવી છે. લેખ દેવનાગરી લિપિમાં અને સંસ્કૃત ભાષામાં લખાયેલો છે. છતાં ક્યાંક ક્યાંક જૂની ગુજરાતી ભાષાનો પ્રયોગ થયેલો જોવા મળે છે, આ લેખમાં કેટલાક ફારસી શબ્દો પણ પ્રયોજાયા છે. લેખના આરંભે તથા અંતે એકેક શ્લોક છે. બાકીનો ભાગ ગદ્યમાં લખાયો છે.

પંક્તિના બધા અક્ષરો પર એક સળંગ સુરેખા દ્વારા શિરોરેખા કરી છે. અક્ષરોની સરાસરી ઊંચાઈ ¾" જેટલી છે.

લેખના આરંભમાં આદિત્યાદિ ગ્રહો તથા સર્વે નક્ષત્રો અને રાશિઓ આ શુભ નગરના રચનારની હરેક પ્રકારની ઇચ્છાને ફળે એવી સ્તુતિ કરી છે.

પછીથી નગરની સ્થાપનાની વિગતો આપી છે (પંક્તિ ૩ થી ૭). વિ. સં. ૧૫૨૨ શાકે ૧૩૮૭માં માગશર મહિનામાં કૃષ્ણપક્ષની પંચમી ને રવિવારે, ગૂર્જર પાતશાહ શ્રી મહિમૂદના વિજયી રાજ્યમાં, મલિક મહિમૂદ નિઝામ, સ્થપતિ શંઘા અને શહેરના મોદી બલા — આ બધાએ મળીને નગરની સ્થાપના કરી તે મહિમૂદાબાદ છે (પં. ૮).

વિ. સં. ૧૫૫૩ના વૈશાખ સુદિ ૬ ના બીજા ચરણમાં આ નગરનો અભ્યુદય થયો (પં. ૮).

સં. ૧૫૫૫ શાકે ૧૪૨૦ના શ્રાવણ સુદિ સાતમ ને શુક્રવારે મહામલિક શાર્દૂલે તોરણ, મશીદ અને સરાહ – એટલી ઇમારતો કરાવી. પછીથી સર્વપ્રકાશગ્રંથને આધારે નગરનું આયુષ્ય ૫૦૦ વર્ષ, ૭ માસ, ૧૩ દિવસનું જણાવ્યું છે (પં. ૧૩–૧૪). અંતમાં નગરની આબાદીનાં આશીર્વચન છે.

આ લેખ પરથી માલૂમ પડે છે કે મહેમદાવાદનો પાયો પાતશાહ મહમૂદ બેગડાના રાજ્યકાળ દરમ્યાન વિ. સં. ૧૫૨૨ના માગશર વદ પાંચમ ને રવિવારે (તા. ૮ મી

* પ્ર. ચિ. પરીખ, ગુજરાતી સાહિત્ય પરિષદ, ૨૨મું સમેલન, હેવાલ, પૃ. ૪૭૨–૪૮૦

ડિસેમ્બર, ઈ.સ. ૧૪૬૫) નંખાયો હતો. આથી મહેમદાવાદની સ્થાપના ઈ.સ. ૧૪૭૯માં થઈ હતી એ પ્રચલિત માન્યતા બરાબર નથી.

આ નગરને આબાદ બનવામાં ૩૧ વર્ષ લાગ્યાં. વિ. સં. ૧૫૫૩ના વૈશાખ સુદ છઠના રોજ ઈ. સ. ૧૪૯૭ના એપ્રિલની લગભગ ૮ મી ને શનિવાર આવે. ત્યાર પછી બે વર્ષે નગરમાં તોરણ, મસ્જિદ અને ધર્મશાળા જેવી ઇમારતો કરાઈ. વિ. સં. ૧૫૫૫ના શ્રાવણ સુદ સાતમ ને શુક્રવાર જણાવેલ છે, પણ એ ચોથ હોવી જોઈએ. તો ઈ. સ. ૧૪૯૯ના જુલાઈની ૧૨ મી ને શુક્રવાર આવે.

મહામલિક શાર્દૂલ મંડોવરના નાહડવંશના દુર્જનનો પુત્ર હતો. મંડોવર તે જોધપુર પાસે આવેલું મંડોર છે, જ્યાં નાહડ રાજા રાજ્ય કરતા હતા.

ઉપર્યુક્ત ઇમારતોમાંથી તો આજે માત્ર એક ધર્મશાળા જ જોવા મળે છે. નગરની મધ્યમાં જ્યાં વાવ છે તેના પ્રવેશદ્વાર પાસે પહેલાં તોરણ હતું એમ કહેવાય છે. મસ્જિદ વાવની જમણી બાજુએ છે. હાલ તેને તદ્દન નવી બનાવી છે. માત્ર તેના બે અસલ મિનારા રહ્યા છે.

## પાઠ

[अ.सं.] संवत १६१२ वर्षे श्रावणमासे क्रियत(द्) उत्तरदिशि नदीनुभया।[1]

१. स्वस्ति श्रीर्ज्जयो मंगलाभ्युदयश्च ॥
आदित्याद्याः ग्रहाः सर्वे

२. सनक्षत्राः ॥ सराशयः ॥
सर्वा(र्वान्) कामां(मान्) प्रय छ(च्छ)न्तु यस्येदं नगर

३. शुभं ॥
संवत् १५ आषाढादि २२ वर्षे ॥ शाके १३८७ प्रवर्त्तमाने ॥ दक्षिणायने

४. हेमंतऋतौ मार्गशीर्षमासे कृष्णपक्षे पंचम्या तिथौ ॥ रविवासरे मघान-

५. क्षत्रे प्रीतिनाम्नि योगे बालवकरणे एव पचागतिथौ ॥ गूर्जराधीशपातसाह-

६. श्रीमहिमूदविजयराज्यप्रतापतेजसां आदेशवर्तिनः । मलिक श्री महिमूदनिजाम

७. सूत्रधार शंघा सयिरे मोदीबला एतैर्मिलित्वा नगरस्य स्थापनं कृतं ॥ महिमूदावाद
[इति।]

८. सर्वप्रकाशनामग्रंथस्य (?) परमायुलं(लं)क्ष(क्ष्य)ते। संवत् १५५३ वर्षे वर्ष ७ मास
दिन ६ पा. २ महो-

---

૧. આ 'અવશિષ્ટ સંદર્ભ' પાછળથી ઉમેરેલો છે, જેનો લેખ સાથે કોઈ સંબંધ વર્તાતો નથી.

९. दय [:] । संवत १५५५ वर्षे शाके १४२० प्रवर्त्तमाने श्रावणमासे शु. स.[1] शुक्रे द. व.[2] पातसाह

१०. श्रीमहिमूदविजय. प्र.ते.[3] हकमफरमांण मडोवरदेशरा नाहडवंश. ॥ दुर्जनर्सु(सु)तश-

११. र्द(र्दु)ल महामल्कि सर्कसदुफल (?) मल्किव्यापारे तोरण त० मशी[द] त० तराह एतली अमारति नीपजावी [?]

१२. होदइ सूत्र[०] सूरा तथा शकरे ग्रामाधिकार ॥ (री) श्रे[०] । शेषा दो[०] रत्ना पा[०] षीमा तथा समस्तलोकसंनिद्धौ

१३. कार्यं शुभोदयं जातं ॥ एतेषां परमायुः । वर्ष शत ५०० मास ७ दिन १३ प्रहर २ ॥ घ० ३ प० ५ नगरनु

१४. आयुः ॥ सर्वप्रकाशग्रंथे तत् प्रकाशितं । तथा लिषितं । अतः परं परमेश्वरो वेत्ति ॥ हो० (?) सलहियर

१५. सेरमल्कि सुलताणी ॥

यावल्लवणसमुद्रो । यावं(व)न(न्न)क्षत्रमंडितो मेरुः ।
यावच्चंद्रादित्यौ । तावदिदं म(न)यरं

१६. जयतु ॥

जयोस्तु ॥ भट्टनूंहाभट्ट । नारायणः पोषात श्रीलाला-भूचरग्रंथं अवलोका(क्य) लिषितं ॥ मोषौ । समन ॥[4]

---

१. शुक्लपक्षे सप्तम्यां.
२. અર્થ સ્પષ્ટ નથી.
३. विजयराज्यप्रतापतेजसां.
४. છેલ્લી પંક્તિ ઘણી અસ્પષ્ટ છે.

ન. ૨૧૯

# અમદાવાદની બાઈ હરીર વાવનો શિલાલેખ, વિ. સં. ૧૫૫૬*

અમદાવાદમાં બાઈ હરીરની વાવમાં અરબી લેખની સામે દીવાલ પર નીચેનો સંસ્કૃત લેખ છે, ને તે સં. ૧૫૫૬ કે શક ૧૪૨૧ (ઈ. સ. ૧૪૯૯)ના પૌષ સુદિ ૧૩ નો સમયનિર્દેશ આપે છે. ભાષાંતર મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજના હરિ વામન લિમયે, બી. એ. એ કર્યું છે.

લેખ

नमः सृष्टिकर्त्र नमोपांपतये तुभ्यं सर्वजीवनरूपिणे वरुणाय नमस्तुभ्यं नमः सुकृतसाक्षिणे १ जयति जगत्त्रयजननी कुंडलिनीनामतः पराशक्तिः। सुरनरवदितचरणा वापीरूपात्मना सततं २ नमामि विश्वकर्माण सकलाभीष्टदायकं। कृपातो यस्य सर्वे स्युः कर्तुं कर्म क्षमा नराः ३ स्वस्ति श्री गुर्जरधरित्र्यां श्रीमदहिम्मदावादनगरे पापुसा ॐ श्रीश्रीश्री महमूदविजयराज्ये राज्ञांऽत'पुरद्वारि सर्वाधिकारिणो बाईश्रीहरिरनाम्नी श्रीनगरादीशानदिगाश्रितहरिरपुरमध्ये चतुर्दिगायातानेकतृषाकुलमनुष्यपशुपक्षिवृक्षादिचतुरशीतिलक्षजीवोपभोगाय परमेश्वरप्रीत्यर्थे सवत् १५५६ वर्षे शाके १४२१ प्रवर्त्तमाने पौष शुदि १३ सोमे वापी कारयामास ॥ यस्याभगाधमेतं पानीयराशिमवलोक्य क्षीरोदकार्णसमाकारादिव सा स्वेदजाडजोद्भिजजरायुजपोषणार्थमाचंद्रार्कस्थिरा भूयात् ॥ तत्र व्ययीकृतद्रव्यसंख्या ३२९००० सर्व महमूदमहीपालमंत्रिमुख्या प्रतापिनी धर्म्मार्थिनी हरीराख्या वापीमियमचीकरत् ॥ ४ वापीनिर्माणेऽधिकारी परमेश्वराज्ञापालकमलिकश्रीबिहामद। तथा गजधरवैश्यसूत्रवीर। तदाज्ञाकर सू० देवा श्री गिरणा महं सायाअ तथा महं वीरा

* જે. બર્જેસ, ઇ એ., પુ. ૪, પૃ. ૩૬૭-૬૮


ભાષાંતર

સૃષ્ટિકર્તાને, તમને જળના પતિને, સર્વ-જીવન-રૂપી વરુણને, તમને, સુકૃતોના સાક્ષીને નમસ્કાર. (૧)

કુંડલિની નામે પરાશક્તિ, જે ત્રણ લોકની માતા છે, જેનાં ચરણોને દેવો અને માનવો વંદે છે, તે વાપી રૂપે સતત જય પામે છે. (૨)

સકલ અભીષ્ટ દેનાર, અને જેની કૃપાથી સર્વ નરો કર્મ કરવા સમર્થ છે તે વિશ્વકર્માને નમું છું. (૩)

સ્વસ્તિ શ્રી ગુર્જરદેશમાં શ્રીમદ્ અહમદાબાદ નગરમાં....?....ૐ શ્રીશ્રીશ્રી મહમૂદના વિજયરાજ્યમાં રાજાના અંતઃપુર દ્વારે સર્વ અધિકાર ધરાવતી શ્રી હરિર નામની બાઈએ શ્રીનગરથી ઈશાન દિશામાં હરિરપુર મધ્યે ચાર દિશાથી આવેલા અનેક તૃષાતુર મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, વૃક્ષો વગેરે ચોરાસી લાખ જીવોના ઉપભોગ માટે, પરમેશ્વરની પ્રીતિ અર્થે, સંવત્ ૧૫૫૬ વર્ષે શાકે ૧૪૨૧ પ્રવર્તમાને પૌષ શુદિ ૧૩ સોમે વાવ કરાવી.

જેમાંના એ અગાધ જળરાશિને જોઈને દુધસાગરના જેવા આકારથી, સ્વેદજ અંડજ ઉદ્ભિજ અને જરાયુજના પોષણ અર્થે એ ચંદ્ર અને સૂર્ય જેટલી સ્થિર થાવ.

તેમાં ખર્ચેલા દ્રવ્યની સંખ્યા ૩,૨૯,૦૦૦ છે. મહમૂદ રાજાની પ્રતાપવાળી ને ધર્માર્થવાળી હરીર નામે મુખ્ય મંત્રીએ આ વાવ કરાવી.

ચાર દિશામાંથી આવતા જનો વડે, જ્યાં ચાર રસ્તાઓ મળે છે ત્યાં, આ મધુર વાવ ચંદ્ર અને સૂર્ય ટકે ત્યાં સુધી પીવાઓ. (એક-બે શબ્દ અસ્પષ્ટ છે.) (૨)

સ્થળે સ્થળે ધનિકોએ કાઢેલાં સુંદર સત્રો (સદાવ્રતો) હોય છે. (બાકીનું અસ્પષ્ટ છે.) (૩)

ઘણા ધનનો વ્યય કરી, વિશ્વ પર ઉપકાર કરવા માટે શ્રી હરીર નામે બાઈએ આ વાવ કરાવી. (૪)

વાવ બનાવવા માટેના અધિકારી :— પરમેશ્વર(મહારાજા)ના આજ્ઞાપાલક મલિક શ્રી વિહામદ તથા ગજધર (ગજાધ્યક્ષ) વૈશ્ય વીર તથા આજ્ઞાકર સૂ૦ દેવા, શ્રી ગિરણા, મહં૦ સાયાઅ તથા મહં૦ વીરા.

—

નં. ૨૨

# નગીચાણાનો પાળિયા-લેખ, વિ. સં. ૧૫૬૯*

નગીચાણા× ગામમાં ગોસદ્વાની દેરીની પશ્ચિમની દીવાલને અડીને પૂર્વાભિમુખ આ પાળિયો આવેલો છે. તેમાં સૂર્યચંદ્ર આલેખેલા છે અને નીચે અક્ષરોની પંક્તિઓ છે. અક્ષરો માથે બાંધેલી ચાલુ લીટીએ જૂની નાગરી લિપિમાં કોતરેલા છે. એમાં જણાવ્યું છે કે બાદશાહ શ્રી મદાફરશાહના રાજ્યમાં નગીચાણા ગામમાં પીઠીઆ મુંજ સુત વાછા સંગ્રામમાં મરાયા.

પાઠ

१. सवत १५६९ वरषे
२. आषाढ वदि ११ सोमे[1]
३. पातसाहा श्रीमदाफर-
४. राकि नगेचाणा गरामे
५. पीठीआ मूजा सूत
६. वाछा सागरामे मर-
७. ण गाम ताज दीधूं।

---

* કેશવરામ કા. શાસ્ત્રી, 'અનુશીલન', પૃ. ૫૫-૫૬; ભાપ્રાશોસં., સૂચિપત્ર, નં. ૧૫૧

× જુઓ ઉપર લેખ નં ૧૬.

૧. એ વર્ષે કાર્તિકાદિ વર્ષ-પૂર્ણિમાન્ત માસ પ્રમાણે તિથિવારનો મેળ મળે છે, ત્યારે તા. ૩૦-૫-૧૫૧૩ હતી. કાર્તિકાદિ વર્ષ-અમાન્ત માસ પ્રમાણે વદિ ૧૧એ બુધવાર(સૌમ્યવાર) હતો. તા. ૨૯-૬-૧૫૧૩ —સં.

# નડિયાદની અમદાવાદી ભાગોળની વાવનો લેખ
# સંવત ૧૫૭૨*

૧. ....ॐ नमः श्रीगणेशशारदाभ्यां। यो धत्ते मत्तमातंगसंपत्तिं संस्कृता ? सतां श्रीगणेश !

२. कृपापूर्णपूर्णान् काम(मा)न् करोतु वः ॥१॥ नत्वा तमीशमीशानं वरुणं यादसां पतिं [प्रशस्तिः]

३. क्रियते वाप्याः रामचंद्रेण धीमता ॥२॥ यस्मिंल्लोका अशोका धनजनित(? जित ?)धनदाः[1]

४. रामा रंभासमानाः कनकमणिगणैर्महि[2]तांग्यश्च यत्र। प्रासादा देवतानां[3] तुहिनगिरि....

५. भांति प्रकामं तस्मिन् श्रीस्तंभतीर्थे सकलपुरवरे वैष्णवे तुंगधाम्नि ॥३॥ विद्यते गुर्ज्जरो वंशः........

६. कविभूषणं। जातस्तस्माद्देववृद्ध उदधेरिव चंद्रमाः ॥४॥ गुर्ज्जरो वृद्धशाखाया देववृद्धो महायशाः। ववृधे[4]

७. पुण्येन समुद्र इव पर्वणि ॥५॥ देववृद्धान्महानासीत्सांगो वशविभावसुः। सांगात्सर्वार्थिपूर्णाच्च भीमसिंहः प्रता-

८. पवान् ॥६॥ भीमसिंहाच्च चत्वारः श्रिया युक्ता क्षमापराः आसनमुक्त्यां[5] शुद्धायां कुलीनामिततेजसः ॥७॥

९. साधु धर्मसिंहाः[6] वेणिदासो महामनाः। यत्तेजसा जगत्कान्तं भानुवद्भुवनं रवेः ॥८॥ वेणिदासेन महता कु........

१०. नुत्तमा ! तस्य चानुव्रती भार्या अमरीपतिदेवता ॥९॥ वेणिदासः स्वचित्तस्य सारासारपरीक्षकः। ३ म........

११. ....वापी नटपत्रविभूषणं ॥१०॥ एनां पीयूषसंपूर्णां वापीं प्राप्य मनोरमां। कथं प्रचेताः स्व वासं क्षारांभो........

---

*. હ. હ. ધ્રુવ, 'નડિયાદની વાવનો લેખ', "બુદ્ધિપ્રકાશ", પુ. ૩૦, અંક ૪ (ઈ. સ. ૧૮૮૩), પૃ. ૮૫–૮૮ અને ૧૦૨–૧૦૬

૧. કમેગ — ᴗ — — ᴗ — — સ.

૨ વાંચો °मंडितां.° —સં.

૩. વાંચો तुहिनगिरि[समा.*] — ᴗ સં.

૪. પછી બે અક્ષર ખૂટે છે. —સં.

૫. અર્થ બેસતો નથી. છંદની રીતે છેલ્લો અક્ષર લઘુ જોઈએ. —સં.

૬. પહેલા ચરણમાં બે અક્ષર ખૂટે છે. —સં.

१२. स्यति ।।११।। दत्तानि येन धेनूनां सहस्राणि बहून्यपि । महत्यो ब्रह्मपुर्यश्च वासोभिर्वसुभिः सह ।।१२।। गज्ज–[१]

१३. रत्नेन वेणिदासेन तेनातिमित श्रेयधिसाक्षा। च्चित्रं वापीर्नेभिषेणत[२] ।।१३।। एषा प्रशस्ति[३] कल्याणीह.... ...

१४. ....... कृता । तावत्तिष्टतु[४] मेदिन्या यावच्चन्द्रो (?)[५]र्कतारकाः ।।१४।। एवमहीलोके धर्म एव महौषधं योऽत्रु

१५. .........कामा क्व प्रयच्छत्य........[६] ।।१५।। तस्य पुत्रास्य

१६. ।।१६।। तत्राद्या हरिदासश्रुमध्यौ गोत्र नो........सर्व्वविधाविशारद ।।१७।।........

१७. वंसतिर्यत्र........पुर........नतृत्रणामव्यतेसौ जयते गुणैर्वेणिदासोत्र ।।१८ विक्रमादित्य

१८. प्रवर्त्तनि। यमर्षिभूतरात्रीशे[७] वैशाखे धवले दले ।।१९ त्रयोदश्या तिथौ हस्ते हर्षणे कोलवेस

१९. वापीय वेणिदासेन कारिता ।।२० इयं प्रशस्तिर्महती त्रिसप्तश्लोकनिर्मिता। ज्ञातार्थ सर्वाना........

२०. तिष्टतु सर्वदा ।।२१ स्वस्ति श्रीस्तंभतीर्थवास्तव्यगूर्ज्जरज्ञातीयवृद्धशाखाया मह श्री देवडसुत महं श्रीसा

२१. महं श्रीभीमापुत्र च्यारि (?) महं श्रीभाण महं श्रीसाधु मह श्रीधर्मसिंह महं श्रीवेणिदासेन श्रीमन्नटप[`]-

२२. र्ज्जितधनेन वापी कारिता। महं श्रीवेणिदासभार्या अमरादे पतिव्रता महं श्रीभाणसुतसागर म-

२३. सुतकान्हशीके मह श्रीधर्मसिंहसुतलषविर्णा० महं श्रीवेणीदाससुत देसाई ०।। सींवका ।।

२४. .......श्रीगणेशांबिकयोः प्रसादाद्विश्वेश्वरामुम्रहतः

२५. ....... ....एषानंददायिनी............

२६. पातसाहश्रीमुदाफरविजयराज्ये न्नृपविक्रमार्कसमयातीतसंवत् १५७२ वर्षे शाके १४३–

२७. उत्तरायनगते श्रीसूर्ये वसतऋतौ महामांगल्यप्रदवैशाखमासे शुक्लपक्षे त्रयोदश्या तिथौ सोमदिने श्री........

---

१. वाचो गूर्ज्जर. —स.

२. पाठ अशुद्ध छे. —सं.

३. वांचो ° स्ति° —स.

४. वांचो ° ष्ठ ° —सं.

५ वाचो ° न्द्रा ° —स.

६. आ अने पछीनी घणी पंक्तिओनो पाठ अशुद्ध छे. —स.

७. यम = २, ऋषि = ७, भूत = ५, रात्रीश = १; वामगति प्रमाणे आ वर्षसंख्या १५७२ छे.

२८. दीच्यज्ञातीय........हरिदाससुतरामचंद्रेण एषा प्रशस्तिः कृता उदीच्यज्ञातीय राउल
श्री.......स्य सुत.......

२९. .......सुत्रधार देवदत्तसुत सामतेन एषा वापी कृता शुभं भवतु कल्या........

श्री....................श्री

श्री ब्रह्मार्पणमस्तु परोपकृत्यै

ભાષાંતર

આ શિલાલેખ અમદાવાદી દરવાજેથી દાખલ થતાં જમણે હાથે આવેલી એક વાવમાં ઊતરતાં ઉપરને થાળે જ ડાબે હાથે ભીતમાં દેવનાગરી અક્ષરથી કોતરેલો છે. એ વાવના બંધાવનાર કોઈ ગૂર્જર વાણિયા નામે વેણીદાસના આશ્રિત એક ઉદીચ્ય બ્રાહ્મણ રામચંદ્રે તે વાવની પ્રતિષ્ઠા સમયે રચેલી પ્રશસ્તિનો લેખ છે. વાવ બંધાવનાર વેણીદાસનું કુટુંબ દાદાના વખતથી સ્તંભતીર્થથી નટપત્ર આવીને વસેલું. લેખ ગદ્યપદ્યરૂપ છે. પદ્યમાં ૨૧ શ્લોક છે, તેમાં વેણીદાસ, તેનું કુટુંબ અને વાવની સ્તુતિ કરેલી છે, જે પદ્યમાં છે.

લેખનું વર્ષ સંવત્ ૧૫૭૨ શક ૧૪૩– (૧૪૩૭–૩૮) જે વખતે શાહ મુદાફ્ર (મુઝફ્ફરશાહ) અમદાવાદમાં રાજ્ય કરતો.

"ઓમ્! શ્રી ગણેશ-શારદાને નમસ્કાર! સારા માણસોએ પૂજેલી જે મદકળ હાથીની શોભા ધારણ કરે છે. ગણપતિ દેવ, કૃપાથી ભરપૂર એવો, તમારી ઇચ્છાઓ પરિપૂર્ણ કરો! ૧ ઈશાન પ્રભુ (શિવ)ને તથા જળજંતુના વરુણ દેવને નમસ્કાર કરીને બુદ્ધિમાન રામચંદ્ર આ વાવની પ્રશસ્તિ કરે છે. ૨ જેમાં લોકો શોક વિનાના રહે છે – કે જેઓએ પોતાના પૈસાથી ધનદ એટલે કુબેરભંડારીને પણ જીત્યો છે એવું અને જ્યાં સોના, રૂપા અને હીરામાણેકથી શરીરે શણગારાયેલી રંભાના જેવી રૂપાળી સ્ત્રીઓ છે. એવું જ્યાં આગળ દેવતાઓના પ્રાસાદ કૈલાસ પર્વત જેવા દીપી રહ્યા છે તેવું, બધાં શહેરનું શિરોમણિ, મ્હોટી હવેલીઓવાળું, વૈષ્ણવ ધર્મનું મથક એવું સ્તંભતીર્થ છે. ૩ તેમાં ગૂર્જર વંશ છે ....અલંકાર. તેમાં સમુદ્રથી જેમ ચંદ્રમા તેમ દેવવૃદ્ધ થયો. ૪ ગૂર્જર વૃદ્ધશાખામાં દૈવતથી વધેલો એવો મહા યશવાળો તે જેમ પર્વને દિવસે સમુદ્ર વધે તેમ પુણ્યથી વૃદ્ધિ પામ્યો. ૫ દેવવૃદ્ધથી વંશમાં વિભાવસુ (અગ્નિરૂપ) સાંગ નામે થયો. કામ અને અર્થ ભરપૂર સાંગથી પ્રતાપવાળો ભીમસિંહ થયો. ભીમસિંહથી ક્ષમા-ગુણ તથા શ્રીવાળા ચાર થયા. શુદ્ધ કુળવાન અને તેજવાન. ૭ સાહુ ધર્મસિંહ અને મોટા મનવાળો વેણિદાસ – કે જેના રવિના જેવા તેજથી બધું ભુવન છવાયું. ૮ મોટા વેણિદાસે........ તેની પતિવ્રતા સ્ત્રી અમરી નામે હતી. ૯ વેણિદાસ પોતાના સારાસાર ચિત્તની પરીક્ષા કરનાર........ આ વાવ નટપત્ર (નડિયાદ)નું ભૂષણ. ૧૦ આ અમૃતથી ભરપૂર મનોરમાળીય વાવ પામ્યા પછી વરુણદેવ ખારા સમુદ્રમાં તે કેમ વસશે........ જે

વેણિદાસે હજારો ગાયો અને પૈસાટકાથી ભરપૂર કેટલીયે બ્રહ્મપોળો દાનમાં આપી. ૧૨ ગૂર્જર રત્ન વેણિદાસે........ ૧૩ આ કલ્યાણી પ્રશસ્તિ........ કરી. ત્યાં સુધી રહો કે, જ્યાં સુધી ચંદ્રમા અને તારાઓ છે. યમ, ઋષિ, ભૂત અને રાત્રીશ (૧૫૭૨) વર્ષમાં વૈશાખ શુક્લ પક્ષની તેરશે[1] વેણિદાસે આ વાવ કરાવી. ૨૦.. ... વિ.વિ.

ગૂર્જરવંશમાં વૃદ્ધશાખામા

મહં શ્રી દેવડ (દેવવૃદ્ધ)

|

મહં શ્રી સાંગ

|

મહં શ્રી ભીમા

|

મહં શ્રી ભાણ　મહં શ્રી સાધુ—મહં શ્રી ધર્મસિંહ—મહં શ્રી વેણિદાસ

| | | ભાર્યા અમરાદે

સાગર　કાન્હશી　લખણશી　|

દેશાઈ—

ઉદીચ્ય જ્ઞાતિના રાઉલશ્રી હરિદાસના પુત્ર રામચંદ્રે પ્રશસ્તિ કરી. પાતશાહ શ્રી મુદાફ્ર વિજયરાજ્યમાં.

---

૧. પ્રાયઃ તા. ૧૫-૪-૧૫૧૬ —સં.

નં. ૨૪

# કુવાનો શિલાલેખ, વિ. સં. ૧૫૭૨*

કુવા[×] ધ્રાંગધ્રા રાજ્યના એ નામના મહાલનું મુખ્ય શહેર છે. એને કંકાવટી પણ કહે છે. એના ઉત્તર-પશ્ચિમ ભાગમાં ખારી વાવ નામે વાવ છે. આ અભિલેખ ત્યાં લગાવેલો મળ્યો છે. એની લંબાઈ ૩′ ૨″ અને પહોળાઈ ૧′ ૨″ છે. એ ઘણો અશુદ્ધ કોતરાયો હોઈ અમુક નામોનો પાઠ શુદ્ધ હોવાનું શંકાસ્પદ છે. ભૂલો સહેલાઈથી સમજી શકાય તેવી છે, તેથી પાદટીપમાં એ આપી નથી.

અભિલેખ નોંધે છે કે વિ. સં. ૧૫૭૨ (શક ૧૪૩૭)ની શ્રાવણ સુદિ ૯ ને ગુરુવારે[1] (તા. ૨૦-૭-૧૫૧૫) પટેલ અબુએ વાવ સમરાવી. એ સમયે બાદશાહ મુઝફ્ફર (ગુજરાત ૫ર) રાજ્ય કરતો હતો ને રાણકદે, સ્પષ્ટતઃ હળવદનો ઝાલા રાજા એના ખંડિયા તરીકે રાજ્ય કરતો હતો ને તાજખાન અને અમન સૂગા તરીકે વહીવટ કરતા હતા. ગામનો પટેલ મૂસો નામે મુસલમાન હતો.

લેખમાં જણાવેલો બાદશાહ મુઝફ્ફર એ ગુજરાતનો સુલતાન મુઝફ્ફર ૨ જો હતો, જે અમદાવાદમાં ઈ. સ. ૧૫૧૩ થી ૧૫૨૬ સુધી રાજ્ય કરતો હતો.

પાઠ

૧. संवत् १५७२ वर्षे शके १४३७ प्रवर्तमाने दक्षणायने व्रषारतौ महामांगलप्रद श्राव-
२. णमासे शुक्लप्रषे नवम्ययां तथौ भृगुवासे रोहिणीनषत्र पातसहा श्रीमदफर य-
३. जिराजे महाराणश्रीराणगदेविजयराये षानश्रीताझ(?)षांन-
४. मी० श्रीअमन व्यापारे पटलश्रीव्राहाम(?)भ्रहे भार्या बाई जलेषां सु-
५. त पटल आलीभ्रहे भार्या बाई षमी सुत पटल हाजी भ्रहे भार्या बाई
६. जवा सुत पटल मूसो भ्रहे भार्या बाई ओमणां वापी अघरण सुत पटलई
७. सप भात्र अबु पटल मूसे वापी उधरण[2] भात्र शलमान भा-
८. ईआ भात्र हांसा भात्र फत्रीद शुभं भवतु आरोग्यकल्याणमस्तु ।

---

* પ્રા. કા., નં. ૮૯

× કંકાવટી, તા. ધ્રાંગધ્રા, જિ. સુરેન્દ્રનગર

૧. અભિલેખમાં શુક્રવાર છે. —સં.

૨. આ શબ્દ उधरण એટલે उद्धरण દર્શાવે છે કે વાવનો પ્રાયઃ જીર્ણોદ્ધાર કરાયો હતો.

નં. ૨૫

# સરાનો શિલાલેખ, વિ. સં. ૧૫૭૯*

સરા × એ સાયલા તાલુકામાં નાનું પણ અતિપ્રાચીન ગામ છે. એ થાનની ઉત્તરે ૧૮ માઈલ પર છે. દરબારગઢમાં ગેબલશાહ પીર નામે મસ્જિદ છે. ત્યાં નીચેનો અભિલેખ મળ્યો હતો. એ ૧' ૧૦" લાંબો અને ૧૨" પહોળો છે.

અભિલેખ નોંધે છે કે સરાના રહેવાસી મોઢેર રાજદિએ પાતસાહ મુઝફ્ફરશાહ અને એનાં બીબી રાણીના રાજ્યકાલમાં સં. ૧૫૭૯ની માગસર સુદિ ૨ ને ગુરુવારે (૨૦-૧૧-૧૫૨૨) મસ્જિદ કરાવી.

મુઝફ્ફરશાહ ગુજરાતનો સુલતાન હતો, જેણે ઈ. સ. ૧૫૧૩થી ૧૫૨૬ સુધી રાજ્ય કરેલું.

### પાઠ

१. ॥ संवत् १५७९ वर्षे र्मागशार शुदि २ गरू
२. ॥ पातशाह श्रीमुदाफरशाह वीवीश्रीराणी-
३. ॥ वजिराज्ये सरावास्तव्य हीदि मी. मलकजी क-
४. ॥ तब मोढेर आला भारज्या बीवी सत मोढेर
५. ॥ दाउद भारज्या षादी भात्र कासम मोढेर
६. ॥ भारजा वाली मसीत मोढेर हाजदि करा-
७. ॥ वी सत मोढेर हीजी मोढेर डोसी मोढेर सलम्

* ઇ. કા., નં ૯૦
× તા મૂળી, જિ. સુરેન્દ્રનગર —સં.

# લસુંદ્રાનો શિલાલેખ, વિ. સં. ૧૫૭૯*

નીચેનો અભિલેખ ૧૯૫૧ માં પ્રિ. ડૉ. ર. માંકડે જોઈ ઉતારી વાંચેલો. એ ખેડા જિલ્લાના કપડવંજ તાલુકામાં આવેલા લસુંદ્રા પાસેથી વાવમાં મળ્યો હતો. આ સ્થળ એના ગરમ ઝરા માટે જાણીતું છે. લસુંદ્રામાં કેટલાક પુરાવશેષીય ટીંબા છે, જેમાં કોઈ પ્રાચીન વસાહતના અવશેષ મળે છે.

## લેખ

॥ स्वस्ती श्री संवत १५७९ वर्षे शाके १४४४ प्रवर्तमाने दक्षणायन जयश्री-सूरजे हेमंत रुतौ मागसर मासे शुक्ल पक्षे दशमी सकरे(शुक्रे ?) स्वाती नखतरे वरीयाना योगे तज्ञतल करणे मकर लगन पदमानेण्टेप मादिगणवसेश्टयां पन(पुण्य ?) तथौ राजन् उलमलकेन वावि आरम्भ करउ जेण्ठ वदि तेरसे जरौ संधि आवतां लण सुज्ञप्रोमे पादशाह श्रीमदाकस्य (बी)जे राजे मलक श्री साहौ स चरजीवी मषेत राजन् जलालनी वावि समं सपतकलोण चरजीवी सा. साताचांद जलालनी फरमासि वावि वारषिणिनी ॥

---

* અ. વ. પંડયા, વલ્લભ વિદ્યાનગર સંશોધનપત્રિકા, વર્ષ ૧, અંક ૨, લેખ ૨૨ (પૃ. ૨૨)

૧ તા. ૨૮-૧૧-૧૫૨૨. —સં.

નં. ૨૭

# માણસાની વાવનો શિલાલેખ, વિ. સં. ૧૫૮૨[1]

માણસા હાલ મહેસાણા જિલ્લાના વિજાપુર તાલુકામાં આવેલું છે, પરંતુ અગાઉ એ એક રાજપૂત રાજ્યનું પાટનગર હતું તેમ જ ઉત્તર ગુજરાતના ધોરી માર્ગ પર આવેલું વેપારનું મથક હતું. એની જૂની જાહોજલાલીના સાક્ષી રૂપે ત્યાં એક વાવ જળવાઈ રહી છે.

આ વાવ ગામની દક્ષિણે આવેલી છે. વાવના પહેલા મજલાના કોઠાની પૂર્વ બાજુની દીવાલમાં જે ગોખલો છે તેમા શિલાલેખ કોતરેલો છે. તે તકતીની ઊંચાઈ ૧′ ૧૦॥″ અને પહોળાઈ ૧′ ૫″ છે. લેખમાં કુલ ૨૮ પંક્તિઓ છે. લેખ સંસ્કૃત ભાષામાં છે. અડાલજની વાવના લેખની જેમ આ લેખનો પણ કેટલોક ભાગ એ સમયની ગુજરાતી ભાષામાં છે.

લેખનો આરંભ 'स्वस्ति श्रीजयो मगलाम्युदयश्च' એ મંગલવાક્યથી થાય છે. પછી લેખની મિતિ આપવામાં આવી છે : સંવત ૧૫૮૨ વર્ષે માગસર માસે શુક્લપક્ષે ૨ બુધ. એ સમયે પાતસાહ શ્રી મુદાફરનું રાજ્ય ચાલતું હતું. પછી નવ શ્લોક આપવામાં આવ્યા છે. પછી ગુજરાતી ગદ્ય આવે છે. ત્યાર બાદ ફરી વાપીના ઇષ્ટદેવતાઓને લગતા પ્રસિદ્ધ શ્લોકો આપવામાં આવ્યા છે. પછી ગુજરાતીમાં લેખની હકીકત આપી છે અને વાપી બંધાવવાનો હેતુ દર્શાવી આશીર્વચનથી લેખ સમાપ્ત કર્યો છે.

આ શિલાલેખ પરથી માણસાના વાઘેલા રાજકુલની નવ પેઢીઓ વિશે જાણવા મળે છે તેમ જ બે જગ્યાએ ઉગાણિજ નામે ગામનો ઉલ્લેખ આવે છે. આ ગામ આ વાઘેલા રાજકુલનું મૂળસ્થાન કે પાટનગર હોય એમ લાગે છે. સોલંકી રાજા ભીમદેવ બીજાના સં. ૧૨૫૬ ના દાનપત્રમાં જણાવેલાં દંડાહી પથકનાં ગામ મહેસાણા અને વિસનગર તાલુકામાં આવેલાં છે, જ્યારે ત્રિભુવનપાલના વિ. સં. ૧૨૯૯ ના દાનપત્રમાં જણાવેલાં દંડાહી પથકનાં ગામ કડી તાલુકામાં આવેલાં છે. એ દાનપત્રમાં જણાવેલાં વિષય પથકનાં ગામ સિદ્ધપુર તાલુકામાં આવેલાં હોઈ દંડાહી દેશનો વિસ્તાર ઉત્તરે લગભગ રૂપેણ નદી સુધી હશે એમ માલૂમ પડે છે. દસક્રોઈ તાલુકામાં આવેલું ઓગણજ એ ઉગાણિજ હોવા સંભવ છે.

વાવનું બાંધકામ કારતક આખરે પૂરું થયું લાગે છે. બાંધકામની સમાપ્તિની સં. ૧૫૮૨ ની માગશર સુદ બીજને દિવસે સવારે ઉજવણી જણાવી છે. એ દિવસે ઈ. સ. ૧૫૨૫ ના નવેમ્બરની ૧૫ મી તારીખ હતી.

ગજધર ઠા. નાથા એ વાવ બાંધનાર મુખ્ય શિલ્પી (સૂત્રધાર) લાગે છે.

લેખની પંક્તિ નં. ૨૬ માં વાવના બાંધકામમાં થયેલા ખર્ચની દ્રવ્યસંખ્યાનો ઉલ્લેખ કર્યો છે, પરંતુ એ દ્રવ્યસંખ્યાનો આંકડો લખવો બાકી રહી ગયો છે.

---

1 હરિપ્રસાદ શાસ્ત્રી, આર્ટ્સ ઍન્ડ સાયન્સ કૉલેજ, માણસાનું મેગેઝિન, ૧૯૬૧-૬૨, પૃ. ૪-૭

पाठ

स्वस्ति श्रीर्जयो मंगलाभ्युदयश्च ॥ संवत् १५८२ वर्षे मार्गशरमासे शुक्लपक्षे बीज बुधे पातसाहश्रीमुदाफरविजयराज्ये ॥

जातो दंडाभिधे देशे वाघेलाकुलदीपकः [।]
मूलराज इति ख्यातो भारद्वाजकुले नृपः ।१
तस्य पुत्रो महानासीत् विजयानंदसंज्ञकः ।
वेलाभिधस्तस्य सुतो मर्यादा धर्मकर्मणां ।२
कुलं धवलितं येन तत्सुतेन स्वतेजसा ।
तस्माद्धवल इत्याख्या लब्धवान् यो महीतले ।३
वांकाभिधस्तत्सुतो[ऽ]भूत् ब्राह्मणानां च पालकः [।]
उगाणिजाभिधे ग्रामे संग्रामे विक्रमाधिकः [।]४
तत्सुतश्चंपको ह्यासीत् शूरः सत्यवतां वरः [।]
चंपादेवीपतिः श्रीमान् शस्त्रशास्त्रविशारद[ः] [।]५

मातामहपक्ष ।
सारंगजी इति ख्यातो गोत्रे गौतमसंभवे ।
लुंकाभिधस्तस्य सुतः चंपादेवी ततो ह्यभूत् [।]६
ताभ्यां धाराभिधो जातः पूर्त्तधर्मपरायणः [।]
माणसासंज्ञकग्रामे यो निर्माति सुवापिकां ।७
यः शत्रुपक्षक्षपकः प्रसिद्धो
ज्ञातावदान्यो हरिभक्तियुक्तः [।]
पराक्रमेणार्जितभूमिपालः
समाः सहस्रं नृपधार जीयात् ।८
ऊचे कल्पतरुः सरोरुहभुवं कस्माद्विभो मां तरुं
स्रष्टा वेद्मि न गौरव गुणवता कामप्रदो[ऽ]प्यर्थिनां ।
श्रुत्वैवं कमलासनो हि विदुषां सर्वोपकारक्षमं
श्रीधारेंद्रमुदारसिंहमसृजत् सर्वज्ञतायाः पदं ।९

धाराजीभार्याद्वयं प्रथमा दाडिमदे द्वितीया कोडिमदे दाडिमदेना पुत्र ५ मीयाश्री फतूला केष्णाजी भाभुजी अर्जनजी भीमजी पुत्री राजबाई तेहना पुत्र मलिक श्रीनिजांमल मलिकसवाई । कोडिमना पुत्र ३ रामजी लषमणजी नारायणजी [।] मीयां श्रीफतूलानि भार्या

बीबी श्री लालांजी तेहना पुत्र ३ अलीजी राजेजी चांदजी [।] धाराजीनि(ना) भाई सादूलजी धुलजी वेणीजी [।] धाराजीना भाई नाईउजी ।

स्वस्त्यपांपतये तुभ्यं सर्वजीवनरूपिणे ।
वरुणाय नमस्तुभ्य नमः सुव्रतसाक्षिणे । १

नमामि विश्वकर्माण सकलाभीष्टदायकं ।
कृपातो यस्य सर्वें स्युः कार्यं कर्तुं क्षमा नराः। २

जयति जगत्त्रयजननी कुंडलिनी नामतः परा शक्तिः ।
सुरनरवंदितचरणा वापीरूपात्मना सतत । ३

संवत् १५८२ वर्षे शाके १४४८ दक्षणायने हेमंतऋतौ मार्गशर शुदि २ बुधे मूलनक्षत्रे शूलयोगे वालवकरणे घटी ११ समये **धारिजीइ** वावि उधरी । वे(वै)श्यठा. अरजनसुत ठा. **नाथा** गजधर । द्रव्यसंख्या

चतुदि(र्दि)गायात-अनेकतृषाकुलमनुष्यंपशुपक्षिचतुरा(र)शीतिलक्षजीवोपभोगाय । परमेश्वर-प्रीत्यर्थं **उगाणिज** वाघेला श्री **धाराजीइं** वावि उधरी । आचंद्रार्कस्थिरा भूयात् ॥ श्रीः ॥

ભાષાંતર

સ્વસ્તિ શ્રી જય અને મંગલ અભ્યુદય. સંવત્ ૧૫૮૨ વર્ષે માગસર માસે શુકલ પક્ષે બીજ બુધે પાતસાહ શ્રીમુદાફર વિજય રાજ્યે.

જન્મ્યો દંડાભિધે દેશે વાઘેલા કુલદીપક;
મૂલરાજ હતો નામે ભારદ્વાજકુલે નૃપ. ૧
મોટો તેનો હતો પુત્ર વિજયાનંદ નામનો;
પુત્ર તેનો હતો **વેલ** મર્યાદા ધર્મકર્મની. ૨
કર્યું ધવલ છે તેના પુત્રે સ્વતેજથી કુલ;
તેથી **ધવલ** એ નામ પામ્યો છે જે મહીતલે. ૩
પુત્ર તેનો થયો વાંક વિપ્રોનો પ્રતિપાલક;
ઉગાણિજ કહે ગામ, ત્યાં યુદ્ધે વિક્રમી થયો. ૪
સત્યવાદી અને શૂર પુત્ર ચંપક તેહનો;
ચંપાદેવી-પતિ શ્રીમાન્ શસ્ત્ર-શાસ્ત્ર વિશારદ. ૫

માતામહ-પક્ષે
સારંગ નામથી ખ્યાત ગોત્રે ગૌતમસંભવે;
પુત્ર લુક હતો તેનો, ચંપાદેવી ચ તેહની. ૬

તે બેઉનો થયો ધાર પૂર્તધર્મ-પરાયણ;
માણસા નામના ગામે બંધાવે જેહ વાપિકા. ૭

જે શત્રુપક્ષે હનને પ્રસિદ્ધ,
ઉદાર ભારે હરિભક્ત-યુક્ત,
પરાક્રમે પ્રાપ્ત ધરા નરેશ
હજાર વર્ષો નૃપ ધાર જીવો. ૮

પૂછે પાદપ કલ્પ પદ્મભવને : સર્જો મને કાં તરુ ?
જાણું ગૌરવ ના ગુણીજનતણું, ઇષ્ટાર્થ દેવા છતાં !
એવી વાત સુણી કર્યું કમલજે ધારેન્દ્રનું સર્જન :
વિદ્વાનો પ્રતિ એ ઉદાર અતિશે, સર્વજ્ઞતાનું પદ. ૯

ધારાજીને બે ભાર્યા : પહેલી દાડિમદે, બીજી કોટિમદે. દાડિમદેના પુત્ર ૫ : મીયા શ્રી ફતૂલા, કેષ્ણાજી, ભાભુજી, અર્જનજી, ભીમજી. પુત્રી રાજબાઈ. તેના પુત્ર મલિક શ્રી નિજામલ મલિક સવાઈ. કોડિમના પુત્ર ૩ : રામજી, લખમણજી, નારાયણજી. મીયાં શ્રી ફતૂલાની ભાર્યા બીબી શ્રી લાલાંજી. તેના પુત્ર ૩ : અલીજી, રાજેજી, ચાંદજી. ધારાજીના ભાઈ સાફૂલજી, ધુલજી, વેણીજી. ધારાજીના ભાઈ નાંઈઉજી.

સ્વસ્તિ સાગર ! હો તુંને સર્વજીવન રૂપના,
વંદું વરુણ ! હું તુંને સાક્ષી સુવ્રતના ! નમું. ૧
નમું છું વિશ્વકર્માને દે જે સર્વ અભીષ્ટને,
જનો જેની કૃપાથી હો કાર્ય કાજે સમર્થ સૌ. ૨
જીતે ત્રિલોકજનની કુંડલિની નામથી પરાશક્તિ,
સુરનરવંદિત ચરણો વાપી રૂપાત્મનાં સતત. ૩

સંવત્ ૧૫૮૨ વર્ષે શાકે ૧૪૪૮ દક્ષિણાયન હેમંત ઋતુ માગશર સુદિ ૨ બુધ મૂલનક્ષત્ર શૂલયોગ બાલવકરણ ઘડી ૧૧ સમયે ધારાજીએ વાવ બંધાવી. વૈશ્ય ઠા. અરજનના સુત ઠા. નાથા ગજધર હતા. દ્રવ્યસંખ્યા

ચારે દિશામાંથી આવેલાં અનેક તૃષાતુર મનુષ્ય પશુ પક્ષી ચોરાસી લાખ જીવોના ઉપભોગ માટે. પરમેશ્વરની પ્રીતિ અર્થે ઉગાણિજના વાઘેલા શ્રી ધારાજીએ વાવ કરાવી. ચંદ્ર-સૂર્ય જેટલી સ્થિર હો. શ્રી.

નં. ૨૮

# ઊનાનો શિલાલેખ, વિ. સં. ૧૫૮૨*

ઊના જૂનાગઢ રાજ્યમાં એ નામના મહાલનું મુખ્ય શહેર છે. નીચેનો અભિલેખ ત્યાં મોટા તળાવના પૂર્વબંધમાં લગાવેલો છે. એનું માપ ૨' ૫" × ૧' ૪" છે. એ સારી હાલતમાં જળવાયો છે. એ કાળજીથી કોતરેલો હોઈ એમાં થોડી જ વ્યાકરણની ભૂલો છે.

અભિલેખના આરંભમાં નીચેના દેવોની સ્તુતિ કરી છે: બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ગણપતિ, ઇન્દ્ર અને અન્ય દિક્પાલો, સૂર્ય અને અન્ય ગ્રહો અને પાર્વતી. પછી એ જણાવે છે કે પ્રાચીન કાલમાં વાલ્મીકિ મુનિએ વલભીપુરમાં કાયસ્થ વંશ સ્થાપ્યો. એ વંશ જે વિદ્યા, રાજનીતિ, દાન અને વિશેષતઃ વિદ્વત્તામાં વિખ્યાત હતો ને જેને રાજાઓ માન આપતા હતા તેમાં નરસિંહવર નામે મંત્રી જન્મેલો, જે વિષ્ણુનો ભક્ત હતો. એનો પુત્ર મંત્રી સેવા હતો ને તેનો પુત્ર મંત્રી મટા હતો.

અભિલેખ પછી સમાન કીર્તિવાળા બીજા કાયસ્થ કુટુંબનો વૃત્તાંત આપે છે. એમાં બીજા નામે મંત્રી હતો. એનો પુત્ર વશ્યરાજ હતો. એને કીકી નામે પુત્રી હતી. એને ઉપર જણાવેલા મંત્રી મટાને પરણાવી હતી. દંપતીને પતા નામે પુત્ર હતો.

પતાને અમદાવાદના સુલતાન મહમ્મદના સૌરાષ્ટ્ર પરના સૂબા અયાઝે કારભારી બનાવ્યો. પતાને સુલતાને 'માફર મલિક'(મુઝફ્ફર મલેક)નું બિરુદ અને પાલખી પણ આપ્યાં હતાં.

આ પતાએ વિ. સં. ૧૫૮૨ની શ્રાવણ સુદ ૮ને બુધવારે ઉન્નતદુર્ગ(અર્થાત્ ઊના)માં મોટું તળાવ કરાવ્યું. એ દિવસે તા. ૧૮-૭-૧૫૨૬ હતી.

અભિલેખના અંતિમ ભાગમાં પતાની ત્રણ ભાર્યાઓનાં નામ લલીમ, દાઈ અને હરિબાઈ તેમ જ પ્રશસ્તિ રચનાર કૃષ્ણદાસના સુત નાગર સોમનાથનું અને કોતરનાર સૂત્રધાર માહાવના સુત રત્નાનું નામ આપવામાં આવ્યાં છે.

અનુપ્રાસયુક્ત ભાષાનો સરળ પ્રવાહ દર્શાવે છે કે પ્રશસ્તિનો કર્તા, કૃષ્ણદાસનો સુત નાગર સોમનાથ વિદ્વાન અને પ્રતિભાશાળી કવિ હતો.

---

* ઇ.કો., નં. ૯૧

પાઠ

१. ॥ ॐ नमः श्रीगणेशाय ॥ कल्याण कमलासनः सृजतु वः क्ले-
२. शव्ययं केशवो । गौरीशः खलु गौरवं गणपतिर्निःशेषविघ्नक्षयं । सर्वा-
३. रातिविनाशमाशु ककुभामीशाः सुरेशादयः । कुर्वंतु ध्रुवमाधिपत्य-
४. मधिकं सूर्यादयः खेचराः ॥१॥ पतिः सतीत्वादिगुणैरतीव । प्रीतः स्वदेहा-
५. र्द्धमदत्त यस्यै । सात्यंतसौभाग्यनिधिर्ददातु । मनोरथान् पर्वतराजपु-
६. त्री ॥२॥ कायस्थवंशो वलभीपुरे पुरा । वाल्मीकिनाम्ना मुनिना प्रतिष्ठि-
७. तः । योऽभ्याहृतं सर्वकलासु कौशलं । विशेषतो लेख्यकलाविधौ दधौ ॥
८. ॥३॥ विख्यातः क्षितिमडले क्षितिभृतां संसत्सु सर्वैर्गुणै[1] र्मान्यो मंत्रि-
९. गणाग्रणीर्गुणवतामग्रेसरः सोऽन्वयः । संतः शास्त्रविदः कलासु
१०. कुशलाः शूरा महामत्रिणो ॥ दातारश्च दयालवश्च बहवो यस्मिन्न-
११. भूवन्नराः ॥४॥ यस्मिन्नशेषविदुषामपि माननीयो वंशे विशुद्धचरितः सु-
१२. तरामुदारः । मंत्री बभूव नरसिंहवराभिधानः श्रीपद्मनाभचरणांर्च्चन-
१३. सावधानः ॥५॥ पुत्रस्तस्मात्सज्जनः सज्जनानां सेवाकारी मंत्रिसेवा-
१४. भिधानः । आसीदाशीर्वादमंत्रैरुदारैर्भूदेवानां भूतले भूतिमाप ॥६॥
१५. तस्याभवज्जगति मत्रिमटाभिधानः । ख्यातः सुतः सुचरितः परितः पवि-
१६. त्रैः । यः कर्मभिः कुलमशेषमलचकार । यद्वत्तरुर्मलयजो मलयं महाद्रिं
१७. ॥७॥ अथ मातृवंशः ॥ श्रीकायस्थकुलोद्भवः समभवन्मंत्रीशबीजाभिध-
१८. स्तत्पुत्रः पृथिवीशससदि मतः श्रीवश्यराजाभिधः । कन्यारत्नमसू-
१९. त तस्य सुतरां सौभाग्यभाग्यास्पदं । प्रेम्णा यस्य पिताभिधानमकरो-
२०. त् कीकीति संलालयन् ॥८॥ भवं भवानीसहित समर्च्य । पतिव्रता
२१. सा पतिमाससाद । मटाभिधानं सचिवं यथा हि प्रभूतपुण्यं पुरुषं समृद्धिः
२२. ॥९॥ तां वश्यराजस्य सुतामुपेत्य । पत्नी स सेवात्मज आत्मयोग्यां [।*] विचार यु[क्तो]
२३. [वि]चचार चारु । गार्हस्थिक धर्ममधर्मभीतः ॥१०॥ तस्मादभूदद्भुतभाग्यभा-
२४. सुरः । सतामतीवाभिमतः पताभिधः । सुतः सुचेता दुरनेहसिद्यसौ सीं-
२५. दंतमन्नैः समजीवयज्जनं ॥११॥ अयाजनामा यवनाधिराजः । कलासु
२६. सर्वासु विशारदोऽभूत् । प्राप्तप्रसादः स तु पातसाहात् । सौराष्ट्र देशा-
२७. धिपतामवाप ॥१२॥ तेन प्रजापालनतत्परेण विनिर्ज्जिताजेयजनाधि-
२८. पेन । दक्षेण दक्षोयमिति प्रहृष्य । यस्मै पुरा मंत्रिपदं प्रदत्तं ॥१३॥ श्री
२९. पातसाहो महमूदसाहस्तस्मै ददौ मत्रिषु चाभिधाय । श्रीमाफरोयं

---

१. ६ ड २६ જુઓ. લેખમાં આવા અનાવશ્યક ચિહ્ન ઘણી વાર આપેલાં છે.

३०. मलिकः प्रसिद्धं । नामेति तस्मै च नृवाह्यमानं ॥१४॥ स सर्वतापक्षय-
३१. कारि वारे सरो मनोहारि परोपकारी । अकारयत्तारयितुं स्वकीया-
३२. न् वलक्षपक्षद्वयपूर्वजातान् ॥१५॥ संवत् १५८२ वर्षे श्रावण शुदि
३३. ८ बुधे श्रीउन्नतदुर्गे श्री [1]वाह्नवमकायस्थज्ञातीय महं मटासु-
३४. त पता पत्नी ३ ललीमदाई हरिबाई तडागं उद्धारित । इयं प्रशस्ति[:]
३५. आभ्यंतरनागरज्ञातीय । मंत्रिश्रीकृष्णदाससुतमंत्रिश्रीसोमना[थे]-
३६. [न कृता] ॥ सूत्रधारमाहावसुतरत्नाकेनोत्कीर्ण्णा ॥ श्रीरस्तु ॥ श्री ॥

---

१. वांचो वाह्नम. —सं.

નં. ૨૯

# વેળાવદરનો શિલાલેખ, વિ. સં. ૧૫૮૪*

વઢવાણ રાજ્યમાં વઢવાણથી ઉત્તરપૂર્વ દિશામાં ૨૦ માઈલના અંતરે આવેલ વેળાવદર+ ગામના પ્રવેશમાં વાવમાં નીચેનો અભિલેખ મળ્યો છે. એનું માપ લંબાઈમાં ૫' ૮" અને પહોળાઈમાં ફક્ત ૧૦" છે. અક્ષરો જે મોટા કદના છે તે ઘણા અશુદ્ધ કોતરેલા છે. લેખની અંતિમ પંક્તિ દુર્બોધ છે.

એનો આરંભ વિ. સં. ૧૫૮૪(શાકે ૧૪૫૦)ની વૈશાખ સુદ પાંચમ ને ગુરુવારની મિતિ(તા. ૨૩-૪-૧૫૨૮)થી થાય છે, ને એ ગુજરાતના સુલતાન બહાદુરશાહ તથા તેના ખંડિયા રાણા માનસિંહજી, સ્પષ્ટતઃ ધ્રાંગધ્રા રાજ્યના જૂના પાટનગર હળવદના, તેમના રાજ્યનો ઉલ્લેખ કરે છે. પછી લેખમાં એમ જણાવ્યું લાગે છે કે સોલંકી કુલની સ્ત્રી જે વલવની રહેવાસી હતી તેણે ઉપર જણાવેલી મિતિએ વાવ કરાવી.

પાઠ

१. संवत् १५८४ वरषे साके १४५० प्रवर्तमाने वैशाकमासे सुकलपषे पंचम्या गुरुवासरे पातसा श्रीबहादर वी-
२. जयराज्ये तथा राणश्रीमानसंगवजिराये अदेह वलववास्तवसोलंकी राण सत रसल सत-दल
३. सत रा. हाजा सत रा. पत्नी भाड्या बाई ससरी सत रा. धना भाड्या बाई धाई सत रा. बामा भाड्या बाई राजी
४. [1]व्यापी रा. वावित्तवाण अधरा रा. वामाना भाऊ रा. जाहालरा मूलरा. वाघा-बाई पामी भाड रूप रा. वामा
५. नि सत बेटा पवटी १ रा. वसा रा. विरा रा. बना रा. रणवीर बाई रंगी गजधर-नाम जसा पाता करावि देसाइ[2] सोलंकी मेगलभार्या मगल.

---

* ઇ.કો., નં. ૯૪

૧. નામો તદ્દન દુર્બોધ છે.

૨. નવાઈની વાત છે કે इ માટે અહીં પ્રાચીન અભિલેખોમાં પ્રયોજાતાં તેવા ત્રણ શૂન્ય કરવામાં આવેલ છે

+ તા. વઢવાણ, જિ સુરેન્દ્રનગર

# શત્રુંજયનો શિલાલેખ, વિ. સં. ૧૫૮૭*

આ અભિલેખ પાલિતાણા પાસેના પ્રસિદ્ધ શત્રુંજય ગિરિ પરના આદીશ્વર મંદિરની દીવાલમાં લગાવેલી કાળા પથ્થરની તકતી પર કોતરેલો છે. એ કાળજીપૂર્વક કોતરેલો છે ને સારી હાલતમાં છે. કોતરેલા ભાગનું માપ ૨' ૫"×૧' ૫¾" છે.

આ અગત્યનો અભિલેખ એપિગ્રાફિયા ઇન્ડિકા, પુ. ૨(પૃ. ૪૨ થી) માં ડૉ. બ્યૂલરે અગાઉ પ્રસિદ્ધ કરેલો; ને જિનવિજયજીએ પ્રાચીનજૈનલેખસંગ્રહ ભાગ ૨ માં લેખ ૧ તરીકે ઉતારેલો.

લેખ જણાવે છે કે વિ. સં. ૧૫૮૭માં મહમૂદશાહના ઉત્તરાધિકારી મુઝફ્ફરશાહનો ઉત્તરાધિકારી બહાદુરશાહ ગુજરાત પર રાજ્ય કરતો હતો. પછી મઝાદખાન અર્થાત્ મુજાહિદખાનનું નામ જણાવ્યું છે. આપણે જાણીએ છીએ કે એ સુલતાનનો સોરઠ પરનો સૂબો હતો. પછી ચિત્રકૂટ (ચિત્તોડ) ગિરિનું વર્ણન આપવામાં આવ્યું છે, જે મેદપાટ(મેવાડ)માં આવ્યો હતો, જ્યાં કુંભરાજના પુત્ર રાજમલ્લના પુત્ર સંગ્રામસિંહનો પુત્ર રત્નસિંહ રાજ્ય કરતો હતો. રત્નસિંહનો મહામાત્ય કર્મરાજ હતો, જેના કુલનું વિસ્તૃત વર્ણન પછી આપવામાં આવ્યું છે. એ યાત્રાએ શત્રુંજય ગિરિ ગયો ને ત્યાં એણે સાતમો જીર્ણોદ્ધાર કર્યો અને વિ. સં. ૧૫૮૭ શાકે ૧૪૫૩ના વૈશાખ વદિ છઠ્ઠને દિવસે પુંડરીકનું મંદિર ફરી બંધાવ્યું. (એ દિવસે તા. ૭–૫–૧૫૩૧ આવે છે.) આ માટે એણે સુલતાનના મહામાત્ય રવ-નરસિંહકના સૌજન્ય દ્વારા સુલતાન બહાદુરની મંજૂરી મેળવી હતી. પ્રશસ્તિ પંડિત લાવણ્યસમયે રચી હતી.

એ નોંધવું જોઈએ કે આ લેખમાં સિકંદર અને મહમૂદ ૨ જો, જેમણે મુઝફ્ફર અને બહાદુરની વચ્ચે થોડો વખત રાજ્ય કર્યું હતું તેમનાં નામ રદ કરેલાં છે.[1] મેવાડના રાજાઓના નિર્દેશથી અભિલેખના મહત્ત્વમાં ઘણો ઉમેરો થયો છે.

* એ કલેકશન ઑફ પ્રાકૃત ઍન્ડ સંસ્કૃત ઇન્સ્ક્રિપ્શન્સ, પૃ. ૧૩૪થી; ઇ. કા., નં. ૯૫
૧ વસ્તુતઃ અહીં માત્ર પિતા-પુત્રનો સીધો અન્વય ઉદ્દિષ્ટ છે. —સં.

५।ठ

१. ॥श्री॥ स्वस्ति श्रीगूर्जरधारित्र्यां पातसाहश्रीमहिमूदपट्टप्रभाकरपातसाहश्रीमदाफरसाह-पट्टोद्योतकारक-
२. पातसाह श्री श्री श्री श्री श्रीबाहदरसाह विजयराज्ये ॥ संवत् १५८७ वर्षे राज्य-व्यापारधुरधरषानश्रीमझादषानव्या-
३. पारे श्रीशत्रुंजयगिरौ श्रीचित्रकूटवास्तव्य । दो. करमाकृत सप्तमोद्धारसक्ता प्रशस्तिर्लि-ख्यते ॥ स्वस्ति श्रीसौख्य-
४. दो जीयात(त्) युगादिजिननायकः । केवलज्ञानविमलो विमलाचलमंडनः ॥१ श्रीमेदपाटे प्रगटप्रभावे । भावेन भ-
५. व्ये भुवनप्रसिद्धे । श्रीचित्रकूटो मुकुटोपमानो । विराजमानोस्ति समस्तलक्ष्म्या॰(क्ष्म्या) ॥२ सन्नंदनो दातृसुरद्रुमश्च तु-
६. गः सुवर्णोपि विहारसारः । जिनेश्वरस्नात्रपवित्रभूमिः । श्रीचित्रकूटः सुरशैलतुल्यः ॥३ विशालसालक्षिति-
७. लोचनाभोरम्यो नृणां लोचनचित्रकारी[।]विचित्रकूटो गिरिचित्रकूटो । लोकस्तु यत्राखिलकूट-मुक्तः ॥४ तत्र श्रीकु-
८. भराजोऽभूत् कुंभोद्भवनिभो नृपः । वैरिवर्गः समुद्रो हि येन पीतः क्षणात् क्षितौ ॥५-[त]त्पुत्रो राजमल्लोभूद्राज्ञां म-
९. ल्ल इवोत्कटः । सुतः सग्रामसिंहोऽस्य संग्रामविजयी नृपः ॥६ तत्पट्टभूषणमणिः सिहेंद्रवत्पराक्रमी । रत्नसिंहा(हो)ऽ-
१०. धुना राजा राजलक्ष्म्या विराजते ॥७ इतश्च गोपाह्वगिरौ गरिष्ट(ष्ठ): श्रीबप्पभट्टि-प्रतिबोधितश्च । श्री आमराजोऽजनि तस्य
११. पत्नी काचिद्बभुव व्यवहारिपुत्री ॥८ तत्कुक्षिजाता[ः] किल राजकोष्टा(ष्ठा)गाराह्वगोत्रे सुकृतैकपात्रे । श्रीऊ(ओ)शवंशे विशदे
१२. विशाले तस्यान्वयेऽमी पुरुषाः प्रसिद्धाः ॥९ श्रीसरणदेवनामा तत्पुत्रो रामदेवनामाभूत् । लक्ष्मीसिंहः पुत्रो(त्र)त(स्त)त्पु-
१३. त्रो भुवनपालाख्यः ॥१० श्रीभोजराजपुत्रो [ वच्छ ? ]रसिहाख्य एव तत्पुत्रः । षेताकस्तत्पुत्रो नरसिहस्तत्सु-
१४. [ तो जातः ] ॥११ तत्पुत्रस्तोलाख्यः पत्नी तस्याः(स्य) प्रभूतकुलजाता । तारादेपर-नाम्नी लीलू पुण्यप्रभापूर्णा ॥१२ तत्कुक्षि समुद्भूताः ष[ट्]
१५. पुत्रा[ः] कल्पपादपाकाराः[।] [ धर्मा ]नुष्ठानपराः श्रीवतः श्रीकृतोऽन्येषां ॥१३ प्रथमो र[त्ना]ख्यसुतः सम्यक्त्वोद्योतकारकः कामं ।

१६. श्रीचित्रकूटनगरे प्रासादः [कारितो] येन ॥१४ तस्यास्ति कोमला पा(क)ल्यवल्लीव विशदा त्स(स)दा। भार्या रजमलदेवी पुत्र[:] श्रीरगना-

१७. मासौ ॥ १५ भ्रातान्यः पोमाह्वः पतिभक्ता दानशीलगुणयुक्ता। पद्मापाटमदेव्यौ पुत्रौ माणिक्यहीराह्वौ ॥ १६ बंधुर्गणस्तृ-

१८. तीय(यो) भार्या गुणरत्नराशिविख्याता[।]गडरागारतदेव्यौ पुत्रो देवाभिधो ज्ञेयः ॥ १७ तुर्यो दशरथनामा। भार्या तस्यास्ति देवगु-

१९. रुभक्ता। देवल[दू]रमदेव्यौ पुत्रः केल्हाभिधो ज्ञेयः ॥ १८ भ्राताऽन्यो भोजाख्य. भार्या तस्यास्ति सकलगुणयुक्ता

२०. भावल्हर्षमदेव्यौ पुत्रः श्रीमडणो जीयात् ॥ १९ सदा सदाचारविचारचारुचातुर्यधैर्यादि-गुणैः प्रयुक्तः श्रीकर्मराजो

२१. भगिनी च तेषां जीयात्सदा सूहविनामधे[या] ॥ २० कर्माख्यभार्या प्रथमा कपूरदेवी पुन. कामलदे द्वितीया। श्री भीषजी-

२२. क[:] स्वकुलोदयाद्रिसूर्यप्रभः कामलदेविपुत्रः ॥ २१ श्रीतीर्थयात्राजिनबिंबपूजापद-प्रतिष्टा(ष्ठा)दिकवर्मधुर्याः। सुपात्रदानेन प-

२३. वित्रमात्राः सर्वेदशाः सत्पुरुषाः प्रसिद्धाः ॥ २२ श्रीरत्नसिंहराज्ये राज्यव्यापार-भारधौरेयः। श्रीकर्मसिंहदक्षो मुख्यो

२४. व्यवहारिणा मध्ये ॥ २३ श्रीशत्रुंजयमाहात्म्यं श्रुत्वा सद्गुरुसंनिधौ। तस्योद्धारकृते भावः कर्मराजस्य –[1]ध्यभूत् ॥ २४ आग-

२५. त्य गौर्जरे देशे विवेकेन नरायणे। वसंति विबुधा लोक.ः पुण्यश्लोका इवाद्भुताः ॥ २५ तत्रास्ति श्रीधराधीश[:] श्रीमत्

२६. बाहदरो नृपः। तस्य प्राप्य स्फुरन्मानं पुंडरीके समाययौ ॥ २६ राज्यव्यापारध.रेयः षानः श्रीमान् मझादकः। तस्य गेहे म-

२७. हामत्री रवाख्यो नरसिंहकः ॥ २७ तस्य सन्मानमुत्प्राप्य बहुवित्तव्ययेन च। उद्धा'रः सप्तमस्तेन चक्रे शत्रुजये गिरौ

२८. ॥ २८ श्रीपादलिप्तललनासरशुद्धदेशे सद्वाद्यमंगलमनोहरगीतना[दैः] श्रीकर्मराजसुधिया जलयात्रिकायां चक्रे महोत्स-

२९. ववर' सुगुरूपदेशात् ॥ २९ चंचच्चंगमृदंगरगरचनाभेरीनफेरीरवावीणा[वंश]विशुद्धनाल-विभवासाधर्मि[वात्सल्य]-

१. જિનવિજયજી तदाऽभूत् આપે છે, પરંતુ [ह्य]ध्यभूत् વધુ બંધ બેસે —સં.

३०. कं। वस्त्रालंकृति[हेम]तुंगतुरगादीनां च स[द्‌घ]र्षणमेवं विस्तरपूर्वकं गिरिवरे बिंबप्रतिष्टा-(ष्ठा)पन ॥ ३० विक्रमसमयातीते ति-
३१. थिमितसंवत्सरेऽश्ववसुवर्षे। १५८७। शाके [1]जगत्त्रिबाणे ५३ वैशाषे कृष्णषण्ठ्यां च ॥ ३१ [2]मिलिताः सूरयः संघा मार्गणमु-
३२. निपुंगवाः। वहमाने धनुर्लग्ने प्रतिष्टा(ष्ठा) कारिता वराः(रा) ॥ ३२ लावण्यसमया-ख्येन पंडितेन महात्मना। स[प्त]मोद्धारसक्ता
३३. च प्रशस्तिः प्रकटीकृता ॥ ३३ श्रीमद्‌बा[हदर] क्षितीशवचनादागत्य शत्रुंजये[।] प्रासादं विदधाप्य येन वृषभार्हद्‌बिंबमा-
३४. रोप्य च। उद्धारः किल सप्तमः कलियुगे चक्रेघ(ध)नादुत्सवी जीयादेष सदोशवंश-मुकुटः श्रीकर्मराजश्चिरं॥ ३४ य-
३५. त्कर्मराजेन कृतं सुकार्यमन्येन केनापि कृतं हि तन्नो। यन्म्लेच्छराज्ये[पि नृपा]ज्ञयैवोद्धारः कृतः सप्तम एष येन ॥ ३५
३६. स[त्पुण्यका?]र्याणि बहूनि संघे कुर्वंति भव्याः परमत्र काले। कर्माभिधानव्यवहारिणैवो-द्धारः कृतः श्रीवि-
३७. मलाद्रिशृंगे। ३६ कर्माख्यभानोरुदयान्वितस्य। शत्रुंजये बिंबविहारकृत्य[कर्मा-
३८. व]लीयं स्फुरतीति चित्रं॥ ३७ श्रीमेदपाटे विषये निवासिनः श्रीकर्मराजस्य च कीर्त्तिरु[ज्ज्वला]। देशेष्वनेकेष्वपि [संचरत्य]-
३९. हो ज्योत्स्नेव चन्द्रस्य नभोविहारिणः॥ ३८ दत्तं येन पुरा धनं बहु सुरत्राणाय तन्मानतो यात्रा येन [नृ]-
४०. णा च संघपतिना शत्रुंजये कारिता। साधूनां सुगमैव सा च विहिता चक्रे प्रतिष्टा-(ष्ठा)ऽर्हतामित्थं वर्णनमुच्यते किय-
४१. दहो श्रीकर्मराजस्य तु ॥ ३९ येनोद्धारः शुभवति नगे कारितः पुंडरीके। स्वात्मोद्धारो विशदमतिना दुर्ग-
४२. तस्तेन चक्रे। येनाकारि प्रवरविधिना तीर्थनाथप्रतिष्टा(ष्ठा) प्राप्ता स्ते(ते)न त्रिभुवनतले सर्वदेवप्रतिष्टा(ष्ठा) ॥ ४० सौम्यत्वे-
४३. न निशामणिर्दिनमणिस्तीव्रप्रतापेन च वंशोद्दीपनकारणात् गृहमणिश्चितामणिर्दानतः। धर्मात् श्राद्धशिरोम-
४४. णिर्मदविषध्वंसान्मणिर्भोगिनः एकोनेकमयो गुणैर्नवनवैः श्रीकर्मराजः सुधीः ॥ ४१ तोलासुतः सुतन[यो]

---

१. जगत् = १४. આખું શક વર્ષ ૧૪૫૩ છે.—સં.
२. ડિસ્કળકરે શ્લો. ૩૧ પછીનું લખાણ આપ્યું નથી. એ અહીં એ. ઇ., પુ. ૨ માંથી આપવામાં આવ્યું છે.—સં.

४५. विनयोव्व(ज्ज्व)लश्च लील्लसुकुक्षिनलिनीशुचिराजहंसः । सन्मानदानविदुरो मुनिपुंगवाना सद्वृद्धबांधवयुतो

४६. ⌣⌣कर्मराजः[१] ॥४२ कर्मी श्रीकर्मराजोयं कर्मणा केन निर्ममे । तेषां शुभानि कर्माणि येर्दृष्टः पुण्यवानसौ ॥४३

४७. श्र्यधीशः पुंडरीकस्तु मरुदेवा(वः) कपर्दिराठ्(ट्) । श्राद्धश्रीकर्मराजस्य सुप्रसन्ना भवन्त्वमी ॥४४॥ श्रीशत्रुंजयतीर्थोद्धारे ।

४८. कमठा[य] सनिध्यकारक[२] सा० जइता भा० बाई चांपू पुत्र नाथा भ्रातृ कीता । अहम्मदाबादवास्तव्य सूत्रधार कोला

४९. पुत्र सूत्रधार विरू[पा] सू० भीमा ठ० वेला ठ० वछा ॥ श्री चित्रकूटादागत सू० टीला सू० पोमा सू० गांगा सू० गोरा सू० ढाला

५०. सूत्र० देवा ॥ सूत्र० नाकर सू० नाईआ सू० गोविंद सू० विणायग सू० टीला सू० वछा सू० भाणा सू० का[ह्ना] सूत्र०

५१. देवदास सू० वीका सू० ठाकर सू० काला ठा० विणायग ठा० छाम ठा० हीरा सू० दामोदर ठा० ह[र]राज सू० थाना

५२. ॥ मंगलं आदिदेवस्य मगल विमलाच[ल]स्य । मंगल सकल(सर्व)संघस्य, मंगलं लेखकस्य च । प० विवेकधीरगणिना लिखि-

५३. [ता प्र]शस्ति[:] ॥ पूज्य प० समयरत्नशिष्य पं० लावण्यसमयस्त्रिसंध्यं श्रीआदि-देवस्य प्रणमतीति भद्रं ॥ श्रीः

५४. [ठा०] हरपति । ठा० हासा ठा० मूला ठा० कृष्णा ठा० का[ह्ना] ठा० हषा(र्षा) सू० माधव सू० बादु ॥ लो० सहज ॥

---

१ ક. પ્રા. સં. ૯ માં 'कर्मराज' પાઠ આપી એની પહેલાં 'जय' પાઠ આપ્યો છે. પરંતુ આ શ્લોકમાંનાં બધાં વિશેષણ પ્રથમા વિભક્તિમાં છે, સંબોધન વિભક્તિમાં નહિ —સં.

२. ક. પ્રા. સં ૯.માં ॰कारक-मठावसानिधारक પાઠ છે.—સં.

## ભાષાંતર

૧. ઓમ્ ! સ્વસ્તિ. સમૃદ્ધ અને સુંદર ગુજરાત દેશમાં પાદશાહ શ્રી મહિમૂદના અનુગામી પાદશાહ શ્રી મદાફ્રશાહની ગાદી શોભાવનાર પાદશાહ શ્રી બહાદુરશાહના વિજયી રાજ્ય દરમ્યાન રાજ્યવહીવટનો ભાર વહન કરતો ખાન શ્રી મઝાદખાન મંત્રી હતો. તે સમયે સુંદર શત્રુંજય પર્વત પરના શ્રી ચિત્રકૂટનિવાસી દોશી કર્માએ સાતમી વાર ( મંદિરનો ) જીર્ણોદ્ધાર કરાવ્યો તે પ્રસંગે આ શિલાલેખ લખાયો. કલ્યાણ, સુખ અને સંપત્તિપ્રદ, કેવલજ્ઞાનથી વિશુદ્ધ, વિમલાચલના આભૂષણ સમાન, બધા યુગોના આરંભકર્તા એવા જિનનાયક વિજયી થાઓ.

૨. અત્યંત ખ્યાતિવાળા ભાવથી ભવ્ય લાગતા, વિશ્વમાં પ્રસિદ્ધ એવા મેદપાટ દેશમાં શ્રી અને સમૃદ્ધિના તાજ સમાન શ્રી ચિત્રકૂટ છે.

૩. શ્રી ચિત્રકૂટ જે સારા માણસોને આનંદ આપે છે, દાતાઓમાં જે કલ્પવૃક્ષ સમાન છે, જેના સુંદર રંગો છે, જે સુવર્ણમાંથી જ સમગ્ર બનાવેલ છે, જે ઊંચો હોવા છતાં રમતના મેદાન સમાન છે, જેની ભૂમિ જિનેશ્વરના સ્નાનને લીધે પવિત્ર છે, તે દેવોના પર્વત સમાન છે.

૪. ચિત્રકૂટ પર્વત જ્યાં મોટાં શાલ વૃક્ષ છે, જે પૃથ્વીના નેત્ર સમાન છે, જે સુંદર છે, જે મનુષ્યોનાં નેત્રોને ચકિત કરે છે, જેનાં ભવ્ય શિખર છે તે, લોકો જ્યાં છલથી મુક્ત છે તેવો પ્રદેશ છે.

૫. ચિત્રકૂટમાં રાજા કુંભરાય રાજ્ય કરતો, જે અગસ્ત્ય મુનિની જેમ ક્ષણમાં આ જગતમાં શત્રુઓના સમૂહરૂપી સમુદ્રને પી ગયેલો.

૬. તેનો પુત્ર રાજમલ્લ હતો, જે બીજા રાજવીઓમાં કુસ્તીબાજ સમાન હતો. તેનો પુત્ર સંગ્રામસિંહ હતો જે યુદ્ધમાં વિજેતા હતો.

૭. હાલ ગાદીના આભૂષણ સમાન, સિંહ સમાન બહાદુર અને રાજલક્ષ્મીથી શોભતો રાજા રત્નસિંહ (ત્યાં) રાજ્ય કરે છે.

૮. આ બાજુએ ગોપગિરિ પર મહાન, બપ્પભટ્ટિનો શિષ્ય આમરાજ હતો જે કોઈ વેપારીની છોકરી સાથે પરણ્યો હતો.

૯. તેનાં સુકૃત્યોથી ભરેલાં પાત્ર સમાન શુદ્ધ ઉશવંશના કુટુંબમાં રાજકોષ્ઠાગાર ગોત્રમાં નીચેની વ્યક્તિઓ જન્મી.

૧૦. શ્રી સરણદેવ અને તેનો પુત્ર રામદેવ, તેનો પુત્ર લક્ષ્મીસિંહ અને તેનો પુત્ર ભુવનપાલ.

૧૧. તેનો પુત્ર ભોજરાજ હતો, જેને (અમ)રસિંહ નામે પુત્ર હતો. તેનો પુત્ર ખેતાક હતો, જેને નૃસિંહ ( નર–સિંહ ) સમાન પુત્ર હતો.

૧૨. તેનો પુત્ર તોલા નામે હતો, જેને ઉચ્ચ કુળમાં જન્મેલ, પવિત્ર કાંતિવાળી અને પુણ્યશાળી તારાદે ઉર્ફે લીલાદે નામે પત્ની હતી.

૧૩. આ લીલાની કુક્ષિમાંથી છ પુત્ર જન્મ્યા, જેઓ કલ્પવૃક્ષ સમાન હતા અને ધાર્મિક કાર્યોમાં રત રહેતા તેમજ શ્રીમંત અને પરોપકારી હતા.

૧૪. પહેલો પુત્ર રત્ન હતો જે મહાન શોભાવાળો હતો તેમજ જેણે પોતાની ઇચ્છાથી શ્રી ચિત્રકૂટ પર મહેલ બંધાવેલો.

૧૫. તેને કોમળ લતા સમાન ઊછરેલી અને હંમેશાં વિશુદ્ધ એવી રજમલદેવી નામે પત્ની હતી. તેમનો આ શ્રીરંગ નામે પુત્ર હતો.

૧૬. બીજો પુત્ર પોમા નામે હતો જેને, પદ્મા અને પાટમદેવી નામે પતિપરાયણ, દાનશીલ, સારા સ્વભાવની અને ગુણયુક્ત બે પત્નીઓ હતી. તેને માણિક્ય અને હીરા નામે બે પુત્ર હતા.

૧૭. ત્રીજો (પુત્ર) ભાઈ ગણ નામે હતો, જેને રત્નો સમાન ગુણોના સમૂહથી વિખ્યાત એવી ગઉરા અને ગારતદેવી નામે પત્નીઓ હતી. (તેમનો) પુત્ર દેવ નામે હતો.

૧૮. ચોથો પુત્ર દશરથ નામે હતો. તેને દેવભક્ત અને ગુરુભક્ત એવી દેવલ તેમજ દૂરમદેવી નામે પત્નીઓ હતી. (તેમનો) પુત્ર કેલ્હા નામે હતો.

૧૯. પાંચમો ભાઈ ભોજ હતો, જેને ગુણોથી યુક્ત એવી ભાવલ અને હર્ષમદેવી નામે પત્નીઓ હતી. (તેનો) પુત્ર મંડણ હતો. તે વિજયી થાઓ.

૨૦. પછી કર્મરાજ થયો, જે હંમેશાં સદાચારી, વિચારવાન, ધૈર્યવાન તેમજ બીજા ગુણોથી યુકત હતો. તેઓની બહેન સૂહવિ નામે હતી. તેઓ વિજયી થાઓ.

૨૧. કર્મરાજની પહેલી પત્ની કપૂરાદેવી હતી. તેની બીજી પત્ની કામલદેવી હતી. કામલદેવીથી તેને પોતાના કુળના ઉદયાચલ પર ઊગતા સૂર્ય સમાન શ્રી ભીખજી નામે પુત્ર થયો.

૨૨. આ બધા સત્પુરુષ તીર્થયાત્રા, જિનેશ્વરપૂજા, પવિત્ર સ્થાનોમાં મૂર્તિની પ્રતિષ્ઠા અને બીજાં ધાર્મિક કાર્યોમાં મગ્ન રહેતા. સુપાત્રે દાન આપવાથી તેમણે પોતાનાં શરીરોને પવિત્ર બનાવ્યાં હતાં. તે બધા પ્રસિદ્ધ હતા.

૨૩. રત્નસિંહના રાજ્યમા કર્મસિંહે રાજ્યવહીવટનો મોટો ભાર વહન કરેલો અને તે બધા વેપારીઓમાં મુખ્ય અને ચતુર હતો.

૨૪. તેણે પોતાના ગુરુ પાસેથી શ્રી શત્રુંજયની મહત્તા સાંભળીને તેનો જીર્ણોદ્ધાર કરાવવાનો નિશ્ચય કર્યો.

૨૫-૨૬. તે ત્યાર બાદ જ્યાં પુણ્યશ્લોક સમાન પ્રાજ્ઞજનો વસે છે તેવા જલાશયોથી પૂર્ણ અને જ્યાં પૃથ્વીપતિ બહાદુર નામનો સમૃદ્ધ રાજા રાજ્ય કરે છે તેવા ગુર્જર-દેશમાં પ્રવેશ્યો. ત્યાંથી ખૂબ જાહેર આવકાર મેળવી પુંડરીકમાં ગયો.

૨૭-૨૮. ત્યાં મઝાદક નામે રાજ્યનો વહીવટકર્તા હતો. તેનો મંત્રીઓમાં સિંહ સમાન રવા નામે મંત્રી હતો. ત્યાંથી તે ખૂબ માન પામ્યો અને ખૂબ ધન ખર્ચી શત્રુંજય પર્વત પર સાતમી વાર જીર્ણોદ્ધાર કરાવ્યો.

૨૯. સુબુદ્ધિવાળા કર્મરાજે પોતાના સદ્દગુરુના ઉપદેશથી મધુર વાદ્યો, આનંદદાયી અને સુંદર ગીતો તેમજ શ્રી પાદલિપ્ત(પાલિતાણા)ના વિશુદ્ધ અને ધાર્મિક સ્થળે નૃત્યોના સહયોગથી જળયાત્રા નામે મહાન ઉત્સવ ઊજવ્યો.

૩૦-૩૧. આ શ્રેષ્ઠ પર્વત પર મૂર્તિની પ્રતિષ્ઠાનો પ્રસંગ મૃદંગોના કર્ણપ્રિય અવાજો સાથે, હરેક પ્રકારના આનંદથી, નગારા અને નફેરીના ધ્વનિ સાથે, નિયમિત વાગતા તંબૂરા તથા વાંસળી સાથે, વસ્ત્ર, આભૂષણો અને સુવર્ણથી શણગારાયેલા ઊંચા ઘોડાના હણહણાટ સાથે વિ. સં. ૧૫૮૭, શક વર્ષ ૧૪૫૩ના વૈશાખ માસના કૃષ્ણ પક્ષની ૬ ઠ્ઠી તિથિએ ઊજવાયો.

૩૨. સૂરિઓ, સંઘો, માર્ગણો (પ્રતિષ્ઠાની વિધિ કરાવનારા) અને શ્રેષ્ઠ મુનિઓએ એકઠા મળી ધન લગ્ન (ક્ષિતિજમાં ધનરાશિ) હતું ત્યારે આ ઉત્તમ પ્રતિષ્ઠા કરાવી.

૩૩. આ સાતમી વારના જીર્ણોદ્ધારની પ્રશસ્તિ મહાપુરુષ લાવણ્યસમયે રચી હતી.

૩૪. શ્રીમાન બહાદુર રાજાની ઇચ્છાથી જે શત્રુંજય પર ગયો, જેણે મંદિર બંધાવ્યું, અર્હંત શ્રી ઋષભદેવની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી અને આ કલિયુગમાં સાતમી વાર વિધિપૂર્વક જીર્ણોદ્ધાર કરાવ્યો અને (તેથી) જે દોશીઓના આનંદપ્રદ કુળના મુકુટ સમાન હતો તે આ કર્મરાજ હંમેશા સમૃદ્ધ બનો.

૩૫. કર્મરાજ જેવું સુકાર્ય બીજા કોઈએ કર્યું નથી, કારણ મ્લેચ્છના રાજ્યમાં પણ પણ રાજાની ઇચ્છાથી તેણે આ સાતમી વાર જીર્ણોદ્ધાર કરાવ્યો.

૩૬. આ સમયે ઘણા સુજનોએ ઘણાં પવિત્ર સુકાર્ય કર્યાં. પરંતુ એકલા કર્મા નામના વેપારીએ જ વિમલાદ્રિના શિખર પર આ જીર્ણોદ્ધાર કરાવ્યો.

૩૭. અહા! ઉદયાચલના શિખર જેવા ચિત્રકૂટ નામના શત્રુંજયના શિખર પર ઉદય પામતા સૂર્ય સમાન કર્માએ આ મૂર્તિઓ માટે બંધાવેલ મંદિરોની હારમાળા કેવી દેદીપ્યમાન લાગે છે!

૩૮. અહા! શ્રી મેદપાટ દેશના નિવાસી શ્રી કર્મરાજની ઉજ્જવળ કીર્તિ આકાશમાં સંચરણ કરતા ચંદ્રના પ્રકાશની જેમ અનેક દેશોમાં કેવી ફેલાય છે!

૩૯. સંઘોના નેતા તરીકે સુરત્રાણ(સુલતાન)ને ઘણું દ્રવ્ય આપતા કર્મરાજ તેના (સુલતાનના) ગરવા રક્ષણ હેઠળ શત્રુંજયની યાત્રાએ બધા માણસોને ખાસ કરીને જેમના માટે તે વધારે સરળ બનાવાઈ હતી તેવા સાધુઓને લઈ ગયો. વળી તેણે અર્હંતોની મૂર્તિઓની શાશ્વતકાલીન પ્રતિષ્ઠા કરાવી. આમ આપણે કર્મરાજ વિશે કેટલું કહી શકીએ?

૪૦. વિશુદ્ધ મનવાળા તેણે કલ્યાણકારી પર્વત પર પુંડરીક(ના મંદિર)માં જીર્ણોદ્ધાર કરાવ્યો, અને આમ તેણે દુન્યવી દુઃખોમાંથી પોતાના આત્માને મુક્ત કર્યો. આમ જે ઉત્તમ વિધિઓ દ્વારા તીર્થનાથની પ્રતિષ્ઠા કરાવે છે તે ત્રણે જગતમાં બધા જ દેવોની પ્રતિષ્ઠા કરાવ્યાનું પુણ્ય મેળવે છે.

૪૧. સુબુદ્ધિવાળો કર્મરાજ, સૌસ્થતાને લીધે નિશામણિ (ચંદ્ર) સમાન, ઉજ્જવળ કીર્તિને લીધે દિનમણિ (સૂર્ય) સમાન, પોતાના વંશને વિખ્યાત બનાવવાને લીધે ગૃહમણિ સમાન, દાનથી ચિંતામણિ સમાન, ધર્મમાં શ્રદ્ધાને લીધે વિશ્વાસુ મનુષ્યોમાં શિરોમણિ સમાન અને મદરૂપી વિષનો નાશ કરવાને લીધે સર્પમણિ સમાન હતો. આમ વિવિધ ગુણોને ધારણ કરતો તે એકમાં અનેક વ્યક્તિઓ સમાન હતો.

૪૨. તોલાના સુપુત્ર, વિનયથી ઉજ્જ્વળ, લીલૂની કમળ સમાન સુંદર કુક્ષિમાં રાજહંસ સમાન, શ્રેષ્ઠ મુનિઓને દાન અને માન આપવામાં કુશળ, અને જે સારા વૃદ્ધજનો અને વડીલોથી ઘેરાયેલા એવા ઓ કર્મરાજ ! તમારો જય થાઓ.

૪૩. આ સુભાગી કર્મરાજ કયાં કાર્યો માટે નિર્માણ થયા છે ? જેમણે આ ગુણશાલી વ્યક્તિને જોઈ છે તેમણે ખરેખર સુકૃત્ય કર્યાં હશે.

૪૪. આદીશ્વર, પુંડરીક, મરુદેવ, કપર્દિરાજ—તેઓ શ્રદ્ધાળુ શ્રીકર્મરાજ પર પ્રસન્ન થાઓ.

જેમણે શ્રીશત્રુંજય પર જીર્ણોદ્ધાર કરાવ્યો અને મડ પૂરો કર્યો તેમનાં (નામ) :— શા. જઇતાની પત્ની બાઈ ચાંપૂનો પુત્ર અને નાથાનો ભાઈ કીના, અમદાવાદ-નિવાસી સૂત્રધાર (સલાટ) કોલાના પુત્ર સૂત્રધાર વિરૂપા, સૂ. ભીમા, ઠ. વેલા અને ઠ. વછા, ચિત્રકૂટથી આવેલા સૂ. ટીલા, સૂ પોમા, સૂ. ગાંગા, સૂ. ગોરા, સૂ. ઢાલા, સૂ. દેવા; સૂ. નાકર, સૂ. નાઈઆ, સૂ. ગોવિંદ, સૂ વિણાયગ, સૂ. ટીલા, સૂ. વછા, સૂ. ભાણા, સૂ કાના, સૂ. દેવદાસ, સૂ. વીકા, સૂ. ઠાકર, સૂ. કાલા, ઠા. વિણાયગ, ઠા. છામ, ઠા. હીરા, સૂ. દામોદર, ઠા. હ[રિ]રાજ, અને સૂ. થાના.

આદિ દેવ પ્રસન્ન થાઓ. વિમલાચલ પર મંગલ થાઓ. સમસ્ત સંઘનું મંગલ થાઓ. લેખકનું મંગલ થાઓ. (આ) પ્રશસ્તિ પં. વિવેકધીરગણિએ લખી હતી અને (એની) રચના પં. સમયરત્નના શિષ્ય લાવણ્યસમયે કરી હતી, જેઓ પૂજનીય છે અને આદિ દેવને ત્રણ વાર નમસ્કાર કરે છે.

શ્રી [ઠા.] હરપતિ, ઠા. હાંસા, ઠા. મૂલા, ઠા. કૃષ્ણા, ઠા. કાના, ઠા. હર્પા, સૂ. માધવ, સૂ. બાહુ અને લો. (લુહાર) સહજનું કલ્યાણ થાઓ !

---

નં. ૩૧-૩૨

# હામપરના બે શિલાલેખ, વિ. સં. ૧૫૮૮*

હામપર+ ધ્રાંગધ્રા રાજ્યના રાજસીતાપુર મહાલનું નાનું પણ પ્રાચીન ગામ છે, જે વઢવાણ-ધ્રાંગધ્રા લાઈન પરના રાજસીતાપુર રેલવેસ્ટેશનની ઉત્તરે છ માઈલના અંતરે આવેલું છે. એક ઘણા મોટા કૂવાની પૂર્વે શિવાલય છે, જ્યાં નીચેના બે અભિલેખ દ્વારના પાટડા પર કોતરેલા મળ્યા છે. બંનેનું કુલ માપ ૨૨′ ૧૦″ લંબાઈનું અને ૬″ પહોળાઈનું છે.

બંને અભિલેખ એક જ મિતિના છે ને એ એક જ હકીકત નોંધે છે, કે જ્યારે મહામલિક અયાજવલ્લી હામપુરનો સૂબો હતો, સ્પષ્ટતઃ ગુજરાતના સુલતાનનો, અને મહારાણા માનસિંહજી રાજ્ય કરતા હતા, સ્પષ્ટતઃ હળવદમાં, ત્યારે વિ. સં. ૧૫૮૮ શાકે ૧૪૫૩ની માઘ સુદિ ૧૩ ને શનિવારે (તા. ૨૦-૧-૧૫૩૨) સોલંકી કુલના એક જિતમાલે શિવનું મંદિર કરાવ્યું.

પાઠ

(१)

१. संवत् १५८८ वर्षे शाके १४५३ प्रवर्तमाने उत्तरायणे श्रीसूर्ये
२. .... महामांगल्यप्रदमाघमासे शुक्लपक्षे १३ त्रयोदश्यां
३. तिथौ शनिवासरे हामपरवास्तव्यमहामलेकश्रीअयाज-
४. वल्लीविजयराज्ये महाराणाश्रीमानसिंहजीविजयराज्ये
५. .... व्यापारे क्षत्रियज्ञातिना परोपकाराय सोलं-
६. कीं रात महोजल सुत रात डुंगर भार्या बाई मती सुत रात
७. जितमालेन ईश्वरप्रासादः उद्धरितः ।

(२)

१. सवत् १५८८ वर्षे शाके १४५३ प्रवर्त्तमाने
२. महामांगल्यप्रदमाघमासे शु-
३. क्लपषे १३ त्रयोदशायां त्यथौ सनिवासरे
४. हामपरवास्तव्य माहामलक श्री-
५. असजावल वजयराजे माहाराणा
६. श्रीमानसंगवजयराजे व्यव० राजश्री

બાકીનો ભાગ અવાચ્ય છે.

---

* ઇ.ફ્રો, નં. ૯૧.    + તા. ધ્રાંગધ્રા, જિ. સુરેન્દ્રનગર.

નં. ૩૩.

# નગીચાણાનો શિલાલેખ, વિ. સં. ૧૫૯૦*

આ અભિલેખ માંગરોળ રાજ્યના નગીચાણા+ ગામમાં ગોસરા નામે દેરીના સ્તંભ ઉપર કોતરેલો છે. એનું માપ ૧૦"×૧૨" છે.

એમાં સ્પષ્ટતઃ ગુજરાતના સુલતાન બહાદુરશાહના વિજયરાજ્ય દરમ્યાન વિ. સં. ૧૫૯૦ના ભાદરવા વદિ ૧૧ ને રવિવારે (તા. ૧૪-૯-૧૫૩૪) નગીચાણામાં વાસંગના સુત પીઠીઆ અણસાનું યુદ્ધમાં મૃત્યુ થયાનું જણાવ્યું છે.

પાઠ

१. संवत् १५९० वर्षे भादर-
२. वा वदि ११ रवौ नगेचाणा ग्रा-
३. रामे पातसाहा श्रीब्राहादर-
४. साहा विजिराजे पीठीआ
५. वासंगसुत अणसा सं-
६. ग्रामे मरण सूता २[1] अमर-
७. सीं सूला २[2] वरदेनी पाऊ

---

* ઇ. કા., નં. ૯૭; કે. કા શાસ્ત્રી, 'અનુશીલન,' પૃ. ૫૬.

+ તા. માંગરોળ.—સં.

૧-૨. શ્રી. ડિસકળકરે 'સૂતાર' વાંચ્યું છે જ્યારે શ્રી. શાસ્ત્રીજીએ 'સૂતા ૨' વાંચ્યું છે.

નં. ૩૪

# પાટણનો શિલાલેખ, વિ. સં. ૧૫૯૪*

પાટણમાં ડૉ. પંડ્યા અભ્યાસગૃહના પ્રાચીન કલાસંગ્રહસ્થાનમાંની આરસની એક નાની તકતી ઉપર આ લેખ કોતરવામાં આવેલો છે. લેખની ભાષા સંસ્કૃત છે, લિપિ દેવનાગરી છે તથા લેખમાં બાર પંક્તિઓ છે. સં. ૧૫૯૪ માં અમદાવાદના સુલતાન મહમ્મદશાહના[1] રાજ્યમાં પાટણનો સૂબો શિગીરાયીખાન હતો તે વખતે દરિયાખાનના આદેશથી મલીક રકુનલ (રૂકનુદ્દીન ?) નામે અમલદારે પાટણમાં ધર્મશાળા કરાવી હતી, એવો ઉલ્લેખ તેમાં છે.

ગુજરાતની સુલ્તાનશાહીના પતનકાલનો આ શિલાલેખ છે. સં. ૧૫૯૪ માં પાદશાહ માત્ર ૧૩ વર્ષનો હોઈ દરિયાખાન સર્વસત્તાધારી હતો એમ તેના હુકમથી ધર્મશાળા બંધાવી હોવાના ઉલ્લેખ પરથી સમજી શકાય છે.

પાટણમાં કયા સ્થળે આ ધર્મશાળા બાંધવામાં આવી હશે તે કહેવાનાં કોઈ સાધન આપણી પાસે નથી. લેખની તકતી તે ધર્મશાળાની ભીંતમાં બેસાડવામાં આવી હશે, એમ કલ્પી શકાય છે.

મુસ્લિમ રાજ્યકાળમાં મુસ્લિમ સત્તાધારીઓએ બંધાવેલી ધર્મશાળાનો આ લેખ સંસ્કૃત ભાષામાં છે તે નોંધપાત્ર છે. મુસ્લિમ રાજ્યકાળમાં પણ સંસ્કૃત ભાષામાં લખાયેલા ખતપત્રો, દસ્તાવેજો વગેરે માન્ય રાખવામાં આવતા એ તો જાણીતી વાત છે, પરંતુ મુસ્લિમ હાકેમો પોતે થઈને સંસ્કૃતમાં લેખ કોતરાવતા એ ધ્યાન ખેંચે છે. સંભવ છે કે બંધાવવામાં આવેલી ધર્મશાળા ખાસ કરીને હિંદુ પ્રજાજનો માટે હશે. આ ઉપરાંત મુસ્લિમ સુલતાનના નામ આગળ 'અલક્ષજગદીશવરલબ્ધરાજ્યલક્ષ્મીસ્વયંવરમાલાલંકૃતકઠકંદલ' 'રિપુવનદહનદાવાનલ, 'અન્યાયાંધકારમાર્તંડ' 'યાચકજનચિન્તામણિ' ઇત્યાદિ વિશેષણ લગાડવામાં આવેલાં છે, તે પણ નોંધ માગી લે છે. જો કે તે ઉપરથી જે તે સુલ્તાનની વ્યક્તિગત કારકિર્દી વિશે અનુમાન કરવા બેસવું એ તો સાહસ જ ગણાય, કેમકે હિંદુ તેમજ મુસ્લિમ રાજ્યકાળના સંસ્કૃત દસ્તાવેજો તેમજ શિલાલેખોમાં રાજ્યકર્તાઓનાં નામ આગળ એવાં જ વિશેષણ એક નિયમ તરીકે લગાડેલાં હોય છે. અર્થાત્ એવાં વિશેષણ લગાડવાની પ્રચલિત રૂઢિ હતી.

આ શિલાલેખમાંથી સ્થાનિક હાકેમો વગેરેનાં નામ મળે છે. અનુવાદાત્મક પ્રમાણો તરીકે આવા લેખો ઘણી વાર મહત્ત્વના થઈ પડે છે.

લેખની ભાષા સંસ્કૃત દસ્તાવેજોની ભાષા જેવી ઢીલી છે. વ્યાકરણ તથા જોડણીની પણ કેટલીક ભૂલો છે. બારમી પંક્તિમાં शुभ भवतु ને બદલે शुभ भवसु નજરે પડે છે, તે કોતરનાર સલાટની ભૂલ હોવી જોઈએ. મૂળ લેખ પંક્તિવાર નીચે પ્રમાણે છે —

* ભોગીલાલ જ. સાંડેસરા (સં.), 'કેટલાક અપ્રસિદ્ધ શિલાલેખો', "શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક", પુ. ૪, અંક ૧, પૃ ૧૯૬–૯૭.

૧. મહમૂદશાહ (૩ જો).—સં.

પાઠ

१. दं० ॥ उँ स्वस्तिश्री सवत १५९४ वर्षे शाके १४५९ प्रवर्तमाने मा-
२. घमासे शुक्लपक्षे तृतीया गुरौ[1] श्रीमदणहल्लपुर-
३. पत्तने अलक्षजगदीशवरलब्धराज्यलक्ष्मीस्वयंवरमाला-
४. लंकृतकंठकंदल रिपुवनदहनदावानल अन्यायांधक-
५. ारमार्तंड न्यायैकनिजमन्दिर सेवकजनसदाफल[द]द-
६. ारिद्र(द्र्य)मुगटा (?) विघटन याचकजनचिन्तामणी(णि) पातसाह
७. श्री श्री श्री श्री श्री मिहिमूद्सकलकल्याणविजयराज्ये
८. राज्ञी(ज्ञि) श्रीअहिमदावादे राज्य कुर्वति । तत्प्रभुणा नियुक्ते
९. श्रीपत्तने दीवानदीपके मुक्त मजलशिगिरामीषान श्री
१०. दरीयाषान आदेशतो मलिकश्री रकुनल मलिक सं-
११. ज्ञे अनेन प्रभुणा धर्मशाला निःपादिता । सा चिरं तिष्ठतु ॥।
१२. श्रीरस्तु ॥ कल्याणमस्तु ॥ शुभ भवसु(तु) ॥ श्री ॥ छ ॥ छ ॥ छ ॥ श्री

---

१. તા. ૩-૧-૧૫૩૮.—સં.

# બગસરાના બે શિલાલેખ, વિ. સં. ૧૬૦૪*

નીચેના બે અભિલેખ જૂનાગઢ રાજ્ય તાબેના બગસરા (ઘેડ)+ ગામના ઉત્તર-પશ્ચિમ ખૂણામાં રહેલા પીળાશ પડતા રંગના પથ્થર પર બાજુબાજુમાં કોતરેલા છે. જમણી બાજુના અભિલેખનું માપ ૯" × ૯½" અને ડાબી બાજુનાનું ૭½" × ૯¼" છે.

બંને અભિલેખ એક જ મિતિના – વિ. સં. ૧૬૦૪ શાકે ૧૪૭૦ ના ચૈત્ર સુદી ૯ ને રવિવાર (તા. ૧૮-૩-૧૫૪૮)ના છે ને એમાં સુલતાન મુહમ્મદશાહના રાજ્યનો ઉલ્લેખ છે. જમણી બાજુના અભિલેખમાં બગસરામાં ગાયોનું રક્ષણ કરતાં હીબા માલાનો સુત વાઘેલા વાક્તા યુદ્ધમાં મરણ પામ્યાનું નોંધ્યું છે. ડાબી બાજુનો અભિલેખ નોંધે છે કે એ માણસની પત્ની અમણા સતી થઈ. એ બગસરાના કાચા પર્વત અને બાઈ રવીની પુત્રી હતી.

પાઠ

(૧)

१. ॥ ৩ ० ॥ उँ नमः श्रीशवाय ॥ स्वस्तिश्री
२. नृपतिविक्रमाअर्कसमयातीतः संव-
३. त १६०४ वर्षे शाके १४७० प्रवर्तमा-
४. ने पातशा[ह] श्रीमहिमूंदशाहविजे-
५. राये अद्येह श्रीबगसराग्रामस्य
६. वाघेला हीबामाला सुत वाक्ता गो-
७. ग्रहे मृतः चैत्र सुदि ९ रिवौ श्रीः

(२)

१. ॥ ৩ ० ॥ उँ नमः श्रीशिवायः ॥ स्व-
२. स्ति श्रीनृपतिविक्रमाअर्कसमया-
३. तीतः संवत् १६०४ वर्षे शाके १४
४. ७० प्रवर्तमाने पातशाहश्रीमहि-
५. मूंदशाहव्यज राये अद्येह श्री
६. श्री श्रीः वगसराग्रामस्य का-
७. चा पर्वतः तस्य भार्या बाई रवी
८. तस्य पुत्री बाई अमणा साहा गम-
९. न कृत्वा चैत्र सुदि ९ रिवौः ॥

---

* ઇ. કા., નં. ૯૯.    + તા. માંગરોળ.

નં. ૩૭

# કોડીદરાનો પાળિયાલેખ, વિ. સં. ૧૬૦૯*

આ અભિલેખ સોમનાથ પાટણ પાસે આવેલા કોડીદરા નામે નાના ગામમાં મળેલા પાળિયા પર કોતરેલો છે. કોતરેલો ભાગ લંબાઈમાં ૧' ૬" અને પહોળાઈમાં ૧' ના માપનો છે.

એ જણાવે છે કે હડીઆની સુરજનો પાળિયો વિ. સં. ૧૬૦૯ ની માઘ વદ ૨ ને સોમવારે ( ૩૦-૧-૧૫૫૩ ) દેવપાટણમાં પાતશાહ મહમૂદના રાજ્યમાં કોડીદરા ગામમાં ઊભો કરાયો હતો.

મહમૂદ[1] ગુજરાતનો સુલતાન હતો, જેણે અમદાવાદમાં ઈ. સ. ૧૫૩૬ થી ૧૫૫૪ સુધી રાજ્ય કરેલું.

પાઠ

१. संवत् १६०९ वर्षे माहा व-
२. दि २ सोमे आदे श्रीदेवप-
३. त्तने पातसाहा श्रीमिमू-
४. दसाहा .... कोडीदरा-
५. ग्रामे हडीआनी सुरज
६. पालीआ

---

* ઇ. કા., નં. ૧૦૦. × તા. પાટણવેરાવળ.—સં. ૧. મહમૂદશાહ ૩ જો—સં.

# વઢવાણનો શિલાલેખ, વિ. સં. ૧૬૧૩*

આ અભિલેખ જૂના મહેલના પાયાના ખોદકામ દરમ્યાન વઢવાણમાં મળેલી સફેદ પથ્થરની તકતીમાંથી ઉતારેલો છે. એ તકતી હાલ વઢવાણના દરબારગઢમાં રાજ્યની ઘોડાર પાસે રહેલી છે. કોતરેલો ભાગ, જે સારી હાલતમાં છે તેનું માપ ૨૬'×૨૬' છે. એની નીચે ડુક્કર અને ગધેડો કોતરેલ છે. ઘણી અશુદ્ધ ગુજરાતીમાં અને વળી ખરાબ રીતે કોતરાયો હોઈ અભિલેખનો અર્થ મહામુસીબતે બેસાડવો પડે છે.

લેખનો આરંભ વિ. સં. ૧૬૧૩ની શ્રાવણ સુદિ ૧ ને સોમવારની મિતિ-(તા. ૨૬–૭–૧૫૫૭)થી થાય છે ને એ પાતશાહ અહમદના રાજ્યનો ઉલ્લેખ કરે છે. પછી અનેક અધિકારીઓનાં નામ આપવામાં આવ્યાં છે. તેઓ છે: હજરત સુલેમાન ખાન, ઇતિમાદખાન અહોદિ, મીર હઝબર, મલિક ઐન હવાલિ, મલિક નુસરત ફેલ, મલિક અગધ, મહેતા (?) રંગવલા, વઢવાણના રાણા (?) અરિસિંહ સાંગણ, મીર અબદુલ હલીમ, વઢવાણના બક્ષી, દેસાઈ અસવ, પટેલ અને તલાટી. પછી આમ જણાવ્યું છે — મજકુર કસબાના પસાયતા – કોટીઆ તથા તલાવી પાસેથી જે કંઈ વજે લેવાની હોય તે તલાવીઓએ તલાવ પર અને કોટીઆએ કોટ પર ખરચવાની છે. આ આજ્ઞાનો જે કોઈ લોપ કરશે તેને એ હિંદુ હોય તો ગાયનો અને મુસલમાન હોય તો સૂવરનો શાપ લાગશે.

લેખમાં જણાવેલ પાતશાહ અહમદ ગુજરાતનો સુલતાન અહમદ ૨ જો છે, જેનો દીવાન સમર્થ અમીર ઇતિમાતખાન હતો. ઝાલાવાડ, જેમાં વઢવાણ આવેલું છે તે સીધું તેના તાબે હતું. (જુઓ બૉ. ગે., પુ. ૧, ભા. ૧, પૃ. ૨૬૦.) બીજાં નામો વઢવાણના વહીવટ સાથે સંકળાયેલા અધિકારીઓનાં છે.

આ અભિલેખ કોટીઆ અને તલાવીઆ કોળીઓની ઉત્પત્તિ દર્શાવે છે. તેઓ પસાયતા (જમીનદાર) હતા અને જેની નજીકમાં તેઓની જાગીર આવેલી હોય તે કોટ તથા તલાવ માટે કામ કરવા બંધાયેલા હતા.

---

* ઇ. કો., નં. ૧૦૧.

पाठ

१. संवत् १६१३ वरषे सावण सु[दि १ सो]-
२. मे श्रीदीवान शक झालावाडि पातसाह
३. श्रीअहिमद वजिराजि ताअेन[1](?) ह-
४. जरत सेलेमान षां. श्रीअतमेतषान
५. अहोदि मर श्रीहजेबर, मलेक अेन
६. हवालि म. नुसत्र फल, मलेक अग-
७. ध मं. श्रीरगवलारुणगणैः (?) वढवाण
८. णि रा. श्रीअरिसिंहजी सांगण सुषवे
९. मी. अबदल हलीम अषजग्हसा जव (?)
१०. बक्षी वढवाण देसई असव पटिल
११. तलाटी जोग्य जत कसबे मजकुरना पसा-
१२. अिता कोटीआ वा तलावीमां नो वजे आ-
१३. पि तलावीआ तलावि कोटीआ कोटि
१४. षरचि अे वात लोपिते दापे हींदुआ
१५. णे गाई तरकाणे सुअर अेपर ग-
१६. जूर देसही जूला वू. घघजा व. जसाप (?)
१७. भातरी अेकोर्जिव लोपे तेनी गधडगालि

---

१. આ અભિલેખમાંના ઘણા બધા શબ્દ દુર્બોધ છે.—સં.

# અજ્ઞાત સ્થળનો શિલાલેખ, વિ. સં. ૧૬૨૩*

નીચે આપેલો લેખ કયા સ્થળનો છે તેની ખબર નથી. તેનું ફક્ત એક જ રબીંગ જે રાજકોટના વૉટસન મ્યુઝિયમના સંગ્રહમાં છે તે જ મારી નીચેની નોંધનો આધાર છે. લેખની પહોળાઈ ૧૧ા ઇંચિ અને ઊંચાઈ ૧ ફૂટ ૬ ઇંચિ છે. લેખના અક્ષરો સાધારણ રીતે જ કોતરેલા છે, પરંતુ તે મોટા અને સાફ છે. તે શ્લોકબદ્ધ છે.

પહેલા શ્લોકમાં ગણપતિની અને બીજામાં વરુણની પ્રાર્થના કરી છે. ત્યાર પછી એમ કહેવામાં આવ્યું છે કે સંવત ૧૬૨૨ પોષ વદી ૧૩ શનિવારે મહારાજા મુઝફ્ફરના રાજ્યમાં તેના મુખ્ય કારભારી ઈતમેતખાનના વખતમાં વૃદ્ધ શાખામાં દીસાવાલ જ્ઞાતિનો દેવજી નામનો એક ગૃહસ્થ ઇતમેતખાનના ઘરમાં સર્વ કામકાજનો ઉપરી હતો. તેણે લોકોના ઉપકાર માટે એક વાવ બનાવી.+ તે બનાવવાનું કામ છ મહિના અને સાત દિવસ પછી સંવત ૧૬૨૩ (શકે ૧૪૮૮) શ્રાવણ સુદિ ૫ રવિવારને દિવસે[1] પૂરું થયું. લેખના છેવટે સૂત્રધાર વગેરેનાં નામો આપ્યાં છે.

પાઠ

१. श्रीगणेशाय नमः ॥ चलत्कर्णान्नि(नि)लोद्भूतसिंदूरा-
२. रुणितांबरः । जयत्यकाले विसृजन् संध्यामिव ग-
३. जाननः । १ वरुणाय नमस्तेऽस्तु नमः सुकृतसाक्षि-
४. णे । नमोपांपतये तुभ्यं सर्वजीवनसू(रू)पिणे । २ स्वस्ति
५. श्रीविक्रमार्कसमयातीत सं. १६२२ वर्षे पौष व-
६. दि १३ शनौ महाराजश्रीमुदाफरविजयराज्ये । त-
७. न्मुख्यामात्यश्रीइतमेतषांनमहामंत्रिणि । वृद्ध-
८. शाखायां दीसावालज्ञातीय मं । घनासुत मं.
९. नरशंग । तस्तुत[2] मां. वाघा तस्तुत[3] मां. हबा तद्ध-
१०. र्म्मपत्न्या लीलादेव्यां जातः सर्व्वगुणनिधिद्व-
११. जीनामा सत्पुत्रः । स च श्रीइतमेतषांनगृहे सर्व्वव्या-
१२. पाराध्यक्षः सर्वोपकाराय [4]खुधाम(स)मानोदकां वापीमा-

---

* ઇ. આ. ડિસકળકર, પુરાતત્ત્વ, પુ ૩, પૃ ૨૦–૨૧

\+ બનાવવી શરૂ કરી.—સં.

૧. તા ૨૧ મી જુલાઈ, ઈ. સ. ૧૫૬૬, વર્ષ ચૈત્રાદિ છે.—સં.

૨–૩. तत्सुत° વાંચો.—સં.

૪. सुधा° વાંચો.—સં.

१३. रभत । सा व (च) सर्वशास्त्रोक्तफलदा सं. १६२३ वर्षे शा-
१४. के १४८८ श्रावण शुदि ५ रवौ सप्तदिनाधिकैः षड्भिः
१५. मासैः पूर्णा जाता । सू० पता सुत सूत्रधार आता ॥ श्री.
१६. इयं वापी शुभ कर्तुः करोतु विमलोदका । आयुः पु-
१७. त्रान् यशश्चार्थान् ददातु मनसेप्सितान् ॥ १ श्रीः

---

નં. ૪૦

# સૂત્રાપાડાનો શિલાલેખ, વિ. સં. ૧૩૫૭*

આ અભિલેખ જૂનાગઢ રાજ્યના પાટણ મહાલમાંના સૂત્રપાડા[1] ગામની દક્ષિણે થોડા અંતરે આવેલ, હાલ ખરાબ હાલતમાં રહેલ સૂર્યમંદિરમાં મળ્યો છે. તેનું માપ ૭″ × ૯″ છે.

તે નોંધે છે કે (સૂર્યમંદિર?) વિ. સં. ૧૩૫૭(ઈ.સ. ૧૩૦૧)માં વયજલદેવ બુટાએ કરાવ્યું હતું. આ વયજલદેવ પ્રાયઃ પાટણનો વાજા રાજા હતો.

પાઠ

१. स. १३५७ वर्षे
२. ....ठ० वय-
३. जलदेव बु-
४. टाकेन का-
५. रापिता

---

* ઇ.કા, નં. ૨૩

૧. તા. પાટણ – વેરાવળ, જિ. જૂનાગઢ

# આદપોકારનો શિલાલેખ,* (લગ. વિ. સં. ૧૩૫૭)[1]

આ ખંડિત અભિલેખ આદપોકાર ગામની[2] પશ્ચિમમાં આવેલા આદીશ્વર મહાદેવના મંદિરના કંપાઉન્ડમાં મળ્યો છે. તે માપમાં ૧૬" × ૧૫" છે.

એ રાજા વયજલદેવ માટે રાણક મંડલીકના સૈન્ય સાથે લઢતાં થયેલું કાન્હડદેવનું મૃત્યુ નોંધે છે. આ લેખમાંનો રાજા વયજલદેવ વિ. સં. ૧૩૫૭ના સૂત્રાપાડા શિલાલેખમાં જણાવેલ ઠાકુર વયજલદેવ હોય, તો આ અભિલેખ એ અરસાનો ગણાય. લેખમાં જણાવેલ રાજા મંડલીક ચૂડાસમા રાજા હોવો જોઈએ, જે વિ. સં. ૧૩૧૯ થી ૧૩૬૨ સુધીમાં થયો.

પાઠ

१. ....तीय पा....
२. श्रीवीसलसुत क....
३. राजश्रीकान्हडदेव-
४. स्य मेलावटी ? राणक
५. श्रीमंडलीकस्य सैन्ये-
६. न राजराजा श्रीवयज-
७. लदेवहेतोः प्राणत्यागः

---

* ઇ.કા., નં. ૨૯ 　　 ૧. ઈ.સ. ૧૩૦૦-૦૧—સં.

૨. તા. કોડીનાર, જિ. અમરેલી

નં. ૪૨

# સોમનાથ પાટણનો શિલાલેખ, વિ. સં. ૧૪૩૨*

આ અભિલેખ સોમનાથ-પાટણમાં વેરાવળ દરવાજાની દક્ષિણે મસ્જિદ પાસે ઊભેલા શિલાસ્તંભ પર કોતરેલો છે. કોતરેલા ભાગની નીચે ગધેડાની ગાળ દર્શાવતી અજુગતી આકૃતિ કોતરી છે. અભિલેખનું માપ ૧' ૬"×૧' ૩" છે.

એનો આરંભ વિ. સં. ૧૪૩૨ ના ફાલ્ગુન વદિ ૧ ને શુક્રવાર( તા. ૯–૩–૧૩૭૬ )-ની મિતિથી થાય છે ને એ વાજા રાજા ભરમના રાજ્યકાળનો છે. લેખનો હેતુ સ્પષ્ટ નથી, પરંતુ લાગે છે કે તે સ્થળના સર્વ શિલ્પીઓએ મંદિર બાંધવા દ્રવ્યનું દાન દીધેલું.

આ લેખમાંનો રાજા ભરમ પ્રાયઃ વિ. સં. ૧૪૩૭ ના ધામળેજ લેખમાં જણાવેલો એ નામનો રાજા છે.

પાઠ

१. संवत् १४३२ वर्षे फाग[ण]
२. वदि १ शुक्रे अद्य [वा]जा
३. श्रीभरमराये आमड
४. पुंजा समस्तसूत्रधारा-
५. णां दानं प्रसादे मुक्त (क्तं)
६. व्यापारे साहय(?) कृत ॥

---

* ઇ.કો., નં. ૩૫

# ધામળેજના કુંડનો શિલાલેખ, વિ. સં. ૧૪૩૭*

ધામળેજ[1] સૂત્રાપાડાની દક્ષિણપૂર્વે ૧૧½ માઈલના અંતરે જૂનાગઢ રાજ્યના દક્ષિણ ભાગમાં આવેલું ઘણું જૂનું ગામ છે. ગામની પશ્ચિમે વિષ્ણુગયા નામે ઓળખાતો પ્રસિદ્ધ કુંડ છે. આ લેખ ત્યાં પીપળા નીચે છે. કોતરેલો ભાગ જે ઉત્તમ હાલતમાં છે તે ૨' ૬½" લાંબો અને ૧' પહોળો છે.

લેખ પહેલાં ઇન્ડિયન ઍન્ટિક્વરી, પુ. ૮, પૃ. ૧૮૬ પર અને 'રિવાઇઝ્ડ લિસ્ટ ઑફ ઍન્ટિકવેરિઅન રિમેઇન્સ ઇન ધ બૉમ્બે પ્રેસિડન્સી', પૃ. ૨૪૮માં પ્રસિદ્ધ થયેલો છે.[2]

લેખનો સાર આ છે—પ્રાગ્વાટ જ્ઞાતિનો, તેજનો સુત રાણુ ગુર્જરરાજનો મુખ્ય સચિવ હતો. જ્યારે દેશ મ્લેચ્છોથી અતિપીડિત થયો ત્યારે તેણે સજ્જનો તથા બ્રાહ્મણોનું રક્ષણ કરવા ઘણું કરેલું. એનો પુત્ર કર્મસિંહ પ્રભાસના વાજા રાજા ભરમનો (ભર્મનો) સચિવ હતો. એણે કુંડ અને મૂલગયા(અર્થાત્ ધામળેજ)નાં સૂર્યમંદિર સમરાવ્યાં ને એ સોમનાથની નિત્યપૂજા કરતો. સચિવની વિનંતીથી રાજાએ બ્રાહ્મણોને મેઘ[રજ] નામે ગામનું દાન દીધું ને વેદનો સ્વાધ્યાય કરવા તેઓને ત્યાં વસાવ્યા. પ્રશસ્તિ આનંદપુરના દ્વિજ, ભાનુના પુત્ર વાસુદેવે રચી હતી. લેખની મિતિ વિ. સં. ૧૪૩૭ના આષાઢ વદિ ૬ (૫?)ને શનિવાર (તા. ૨૩-૬-૧૩૮૦) છે. (વળી જુઓ ઇ.એ., પુ. ૧૯, પૃ. ૧૮૬.)

રાણુ જેનો સચિવ હતો તે ગુર્જરરાજ દિલ્હીના સુલતાનનો ગુજરાતનો નાઝિમ હશે, જે તે સમયે ફીરોઝ તુગલુકનો નાઝિમ ફરહત-ઉલ્-મુલ હતો.[3]

---

* ઇ.કો., નં. ૩૯ ૧. તા. પાટણ – વેરાવળ, જિ. જૂનાગઢ

૨. 'ભાવનગર પ્રાચીનશોધસંગ્રહ'ના સૂચિપત્રમાં જણાવેલા લેખ નં. ૧૩૬નું વર્ષ વિ. સં. ૧૪૪૭ આપ્યું છે, પરંતુ લેખમાંની હકીકત પરથી એ લેખ આ જ હોવાનું માલૂમ પડે છે. ત્યાં રાણુના પુત્રનું નામ 'કરણસિંહ' આપ્યું છે—સં.

૩. રાણે મુસલમાનોના આક્રમણ સામે આ પ્રદેશનું રક્ષણ કર્યું તે લક્ષમાં લેતાં આ તર્ક સ્વીકાર્ય લાગતો નથી.

पाठ

१. ॥ ๖० ॥ ॐ नम[ :* ] श्रीगणेशाय ॥ पातु यातुकुलारातिर्विश्व विश्वभरो हरिः । जनान् पुनातु तत्तीर्थे जिष्णुविष्णुगयाख्यया ॥ १ आसीद् गुर्ज्जरराज-

२. मुख्यसचिव[ :* ] श्रीतेजसूनुः पुरा श्रीराणः सुजनद्विजावनधनो म्लेच्छाकुले क्ष्माकुले ॥ तत्पुत्रः सचिवाग्रणीर्जयति सत्कर्म्माह्व-

३. यः प्रज्ञया राजद्वाजकराजकार्यचतुरः प्राग्वाटवंशाकुरः । २ स्वस्ति श्रीमत्प्रभासाधिपति-शिवसदाराधनावाप्तलक्ष्मीस्तुल्यः

४. श्रीभर्म्मभूपो जयति जनमनःश्रांतिहृत्कल्पवृक्षः । तन्मंत्री कर्मसिंहः सचिवसुरगिरिः क्ष्मासुराधार उच्चैर्भातीनं साधुमा-

५. र्गाचरणविनयतः सेवमानोऽसमानः । ३ यन्नाम पामरमपीह पुनाति यत्र श्राद्धे प्रयाति पितरोऽक्षयतृप्तिमेव । तत्तीर्थमेतद-

६. मलोपलबद्धमूलसोपानमुच्छ्रितनिपानमकारयद्यः । ४ उद्धृत्य यः सगरभास्करसद्ममूला-त्तन्मंडपं परिकरेण समं

७. समंतात् । नव्यं सुभव्यमिह कारयति स्म पूजा माध्यान्हिकीमनुदिन ननु सोमनाथे । ५ स्वभ्रातृमेघनृपतेः परलोक-

८. यात्रासौख्याय नित्यजलधान्यनिधिं द्विजेभ्यः । श्रीभर्म्मभूपतिरदात्सचिवेन येन विज्ञा-पितोऽभिनवमेघपुराग्रहारं । ६ आ-

९. द्या वद्याः सुराशाः प्रथितसुयशसस्ते जनानदनाद्या एकः श्रीकर्मसिंहः स्फुरति कलियुगे सेवकः सन्परोक्षे ।

१०. ग्रामं यः स्वामिनामप्रथितमतनुत स्वःस्थितौ मेघराजे विप्राणा स्थाणुवृत्ति श्रुतिचयमिह च स्थापयामास साक्षात् । ७ अमृतं पाय-

११. यन् गावः सुरपत्तनगोपुरे । आहवे कीर्तिसद्धर्मा वा कौमारममेलयत् । ८ वंशवृद्धिकराः सतु रामाद्यास्तस्य नंदनाः । सुरवृक्षोपमाः

१२. श्रीमत्सपूर्ववयरा(सः) समाः । ९ किं दुर्लभं महदुपासनया यदश्माकाठिन्यगेहमपि विष्णुगयातटस्थः । लब्ध्वा सुदर्शनतनु सुजनाय दत्ते स्नाने

१३. गदाधरनतौ च मतिः सुदृष्टः । १० ज्ञानं ददिर्भाति जनेषु भानुः सानंदमानंदपुर-द्विजाग्र्यः । श्रितः श्रुतीस्तत्सुतवासुदेवः सागस्मृती चक्र इमा(मा) प्र-

१४. शस्तिं । ११ लिखितेयं पंडितसर्वादित्येन ॥ सूत्र मधुसूदनेनोत्कीर्णा । संवत् १४३७ वर्षे आषाढ वदि ६(५ ?) शनौ ॥ श्रीः ॥ शुभं भवतु । विष्णुः प्रीयतां ।

---

# સોમનાથ પાટણનો શિલાલેખ, વિ. સં. ૧૪૪૨*

નીચે આપેલો શિલાલેખ મૂળમાં સોમનાથ પાટણના પૂર્વ અર્થાત્ ત્રિવેણી દરવાજામાં ગોઠવેલો મળ્યો હતો. હવે એને ત્યાંની વહીવટદારની કચેરીની દીવાલમાં ચણી દીધો છે. લેખ સરસ રીતે કોતરેલો છે ને સારી હાલતમાં છે. કોતરેલો ભાગ માપમાં ૧′ ૪″×૧′ ૯″ છે. લેખ કાવ્યની ઉચ્ચ મૂલ્યવત્તા તેમજ ઘણું ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે.

પહેલાં એ રિ. લિ. ઑ. રિ. ઑ. પ્રે. ના પૃ. ૨૫૨ માં પ્રસિદ્ધ થયેલો. એની વિસ્તૃત સમીક્ષા કલકત્તાના 'સાહિત્ય' નામે હિંદી માસિકના પુ. ૧, ભા. ૧, પૃ. ૨૭૯ થી તેમજ નાગરી પ્રચારિણી સભાની પત્રિકાના પુ. ૪, પૃ. ૩૪૩ માં પ્રગટ થયેલો.

લેખનો આરંભ સોમેશના લિંગના સ્વરૂપમાં રહેલા બ્રહ્મને નમસ્કારથી થાય છે. પછીના ચાર શ્લોક પ્રભાસ નામે તીર્થ વર્ણવે છે. પછીના શ્લોકોમાં ભીમ નામે યાદવ રાજા વિશે જણાવે છે, જેને એની પત્ની માણિક્યદેવીથી યમુના નામે ગુણિયલ પુત્રી હતી. દસમા શ્લોકમાં રાષ્ટ્રકૂટ કુલમાં જન્મેલા ધર્મ નામે રાજાનો નિર્દેશ છે, જે કુલ પૃથ્વી પર સૂર્યવંશ તથા ચંદ્રવંશ જેટલું વિખ્યાત હતું. આ ધર્મ, ઉપર જણાવેલી રાજપુત્રી યમુનાને પરણ્યો. યમુનાએ વિ. સં. ૧૪૪૨ ના આષાઢ વદિ ૮ ને શનિવારે (તા. ૧–૭–૧૩૮૫) વાવ, પરબ વગેરે કરાવ્યાં.

પહેલી ત્રણ પંક્તિઓની શરૂઆતના હાંસિયામાં એવી નોંધ કરવામાં આવી છે કે સંગમેશ્વરનું મંદિર વિ. સં. ૧૪૪૮ ના જ્યેષ્ઠ સુદ ૧૩ ના રોજ બંધાયું, જે પછી અભિલેખ કોતરાયો લાગે છે,

આ લેખનો કર્તા પં. ૧૪ માં ખોટી રીતે જણાવે છે કે રાષ્ટ્રકૂટ વંશ સૂર્યવંશ અને ચંદ્રવંશથી જુદો ત્રીજો વંશ હતો. રાષ્ટ્રકૂટ વંશને ચંદ્રવંશી યાદવકુલનો કહેવામાં આવ્યો છે. લેખમાં જણાવેલો યાદવ રાજા ભીમ પ્રાયઃ કચ્છના જાડેજા કુલનો હતો, જેના વંશજ કચ્છના વર્તમાન રાજકુલના છે. પં. ૧૪ માં 'ધર્મ' એવો સ્પષ્ટ પાઠ છે, પરંતુ જો એ 'ભર્મ'ને બદલે ભૂલથી લખાયું હોય, તો એ સોમનાથ પાટણના વાજા વંશનો રાજા ભર્મ હતો.

---

* ઇ કા, નં. ૪૪

પાઠ

१. सवत् १४४८ वर्षे ज्येष्ठ शुदि १३ दिने || ७1० || ॐ नमः शिवाय || अव्यक्तं व्यक्तता यातमलक्ष लक्षता गतं || सोमेश-

२. संगमेश्वर[:] प्रस्थापितः || || लिंगच्छलतः स्पष्ट ब्रह्म पुनातु वः || १ या भारती शब्दमयी चतुर्विधा ततो-

३. || धिका भाति जडा जलात्मिका || क्षेत्रे प्रभासे शिवमाप्य सस्थिता पचप्रवाहा

४. || जगतोस्तु शांतये || २ शीर्षे विधृत्य वडवानलकालण्यलं वाग्देवता कथयती-

५. || व हि दिव्यपूर्णा [|*] कस्माद्विवादमधियंति च दर्शनानि तत्त्वं शिवात्परतर न हि किंचिद-

६. || स्ति || ३ तत्पत्तन यस्य मुखे सरस्वती गर्भे धृता येन हरिर्हराद्याः || सामान्यजंतो-

७. || रपि मुक्तिद यत्केनोपमेय नगरेण तत्स्यात् || ४ भीतोहमेकेन हि वाडवेन

८. || दृष्टवा पुरे वाडवमुख्यलक्ष्य || स्तुतिं वदत्यर्णव एष घोषैः करोर्मिभिस(स्त)च्चरणौ नम-

९. स्यन् || ५ अहो प्रसिद्धः किल यादवानां वंशोवतंसो हि वसुंधराया. || तत्राभवद्भीम-नृणो(पो)रिभीमः

१०. || श्रीभीमचित्तो न जनेषु भीमः || ६ एवगुण तं पतिमाप्य रम्यं माणिक्यदेवी सुतरां चकासे || तयो-

११. || श्च योगाद्यमुना प्रवृत्ता किं स्यादयेयं नवमी च सिद्धिः || ७ नाम्ना भवेद्या यमुना न निम्नगा राज्ञी भ-

१२. || वेन्नो यमगर्भधारिणी || भैमी भवेद्या न रुचिः स्वयवरे मदालसा या न भवेन्म-दालसा || ८ शीले-

१३. || न गगा भवतीति शुद्धा या नामधेयाद्यमुना प्रसिद्धा || सरस्वती तद्वदनान्न याति प्रयाग एषोभिनवो

१४. || विभाति || ९ वंशौ प्रसिद्धौ हि यथा रवीद्रोः(दू)[1] राष्ट्रोडवंशस्तु तथा त्रि(तृ)तीयः || तत्राभवद्धर्मनृपोतिधर्म्म-

५. || स्तस्माच्छिवं सा यमुना जगाम || १० दत्तानि दानानि यथाखिलानि तपासि तप्तान्यतिनिर्म्मलानि || कृता-

१६. नि पुण्यान्यतिनिश्चलानि प्राप्तानि सर्वाणि जनः फलानि || ११ या कारयामास नवापि वापिका सर-

१७. || स्त्रिदेवायतनप्रपाश्च || तया प्रतोलीमुखमंडनोपमं निर्मापितं चत्वरमत्र सुंदर || सवत् १४४२ व-

१८. || र्षे आषाढ वदि ९ शनौ |

---

१. रवींद्र ने બદલે रवीन्द्रो શુદ્ધિ વધુ બંધ બેસે.—સં.

# ફૂલકાનો પાળિયાલેખ, વિ. સં. ૧૪૪૩*

નીચેનો અભિલેખ જૂનાગઢ રાજ્યમાં ઊનાની પશ્ચિમે આઠ માઈલના અંતરે આવેલા ફૂલકા[1] ગામની પૂર્વે આવેલ તળાવના કાંઠા પર પડેલા પથ્થર ઉપર કોતરેલો છે. એ ૧૦"×૧૨" છે.

એ વિ. સં. ૧૪૪૩ શાકે ૧૩૦૮ (ઈ. સ. ૧૩૮૬)માં રાજા શવગણના વિજય-રાજ્ય દરમ્યાન પરમાર જ્ઞાતિના મસાહણી લખણના સુતનું મૃત્યુ નોંધે છે.

પાઠ

१. संवत् १४४३ वर्षे शा-
२. के १३०८ प्रवर्तमाने
३. राजश्री शवगण विज-
४. यराज्ये परमारन्याति मसा-
५. हणी लषणसुत....
६. -।।....

---

* ઇ. કો., ન. ૪૫

૧. તા. ઊના, જિ. જૂનાગઢ

# ખોરાસાનો શિલાલેખ, વિ. સં. ૧૪૪૫*

આ રસપ્રદ અભિલેખ મૂળમાં સોમનાથ પાટણની ઉત્તરપશ્ચિમે બાર માઈલ પર, જૂનાગઢ રાજ્યના ચોરવાડ મહાલના જૂના ગામ ખોરાસામાંના[1] સૂર્યમંદિરમાંથી મળ્યો હતો. હાલ એ ચોરવાડના નાગનાથ મહાદેવના મંદિરમાં છે. કોતરેલો ભાગ માપમાં ૧' ૫"×૧' ૨½" છે. કોતરનારે પોતાનું કામ ઘણી સુંદર રીતે કર્યું છે, છતાં લખાણમાં વ્યાકરણની ઘણી ભૂલો આવી ગઈ છે. લખાણ ઉત્તમ રીતે જળવાયું છે.

આ શિલાલેખ પહેલાં રિ. લિ. એ. રિ. બો. પ્રે. માં પૃ. ૨૫૦ પર કાઉસેન્સે પ્રકાશિત કરેલો.

લેખનો આરંભ સૂર્યદેવની સ્તુતિથી થાય છે. તે પછી જણાવે છે કે પરશુરામે ક્ષત્રિયોનો નાશ કર્યા પછી તેઓની સ્ત્રીઓને બ્રાહ્મણ પુરુષોથી સંતતિ થઈ. એમાંના એક કુળના આદ્ય પુરુષ મંકણુક ઋષિ હતા. એ કુલ ૩૬ ક્ષત્રિય કુળોમાં ગણાતું. મંકણુક (મકવાણા) જાતિના રોહિલા કુલમાં લૂણિગ નામે પ્રબળ રાજા જન્મ્યો. એ મારવાડથી સૌરાષ્ટ્ર આવ્યો. ભીમસિંહ નામે તેના પુત્રને ગિરાસમાં પંચાલક, કાલિજ વગેરે ગામ મળ્યાં. ભીમસિંહનો પુત્ર લાવણ્યપાલ કાલિજમાં મૃત્યુ પામ્યો. તેને લક્ષ્મસિંહ, લખણપાલ અને લક્ષ નામે ત્રણ પુત્ર હતા. એમાંનો લક્ષ્મસિંહ જૂનાગઢમાં યુદ્ધમાં માર્યો ગયો. તેનો પુત્ર રાજસિંહ હતો, જે શૂરવીર હતો. એ બેટ શંખોદ્ધારમાં યુદ્ધમાં મરાયો.

અગિયારમા શ્લોકથી એક બીજા રાજકુલનો વૃત્તાંત શરૂ થાય છે વાઘેલા કુલ, જે છત્રીસ ક્ષત્રિય કુલોમાંનું એક છે ને એ મારવાડમાં કર્કરપુરી(હાલનું કાંકરોલી)માં રાજ્ય કરતું હતું. તેમાં ક્ષેમરાજ નામે રાજા જન્મ્યો. તેનો પુત્ર સોમભ્રમ હતો. એને વીર નામે પુત્ર હતો. દેશને મુસલમાનો વડે જિતાયેલો જોઈ વીર મારવાડ છોડી સૌરાષ્ટ્ર આવ્યો ને ખંગાર(જે જૂનાગઢનો ચૂડાસમા રાજા હતો)ને ત્યાં સેવામાં રહ્યો. જ્યારે પાતશાહ મુહમ્મદે ચડાઈ કરી જૂનાગઢ અને ગિરનાર પર્વત પર હુમલો કર્યો ત્યારે વીરરાજે ખંગારને એના ભત્રીજા ભીમદેવના ખભા ઉપર રવાના કરી દીધો ને એના બચાવમાં પોતાની જિંદગી આપી. વીરને રત્ના નામે પુત્રી હતી, જેને ઉપર્યુક્ત મકવાણા કુલના રાજા રાજસિંહને પરણાવી હતી.

રાજસિંહને મલ્લ, મત્તરાજ, મુંજ અને મોહન નામે ચાર પુત્ર હતા. ખોરાસામાંથી લૂંટારુઓ ગાયો હાંકી જતા હતા તેને પાછી લેવા જતાં મોહન મરાયો. પછી શિવરાજે ખોરાસાનો વહીવટ મલ્લને સોંપ્યો. આ મલ્લને પરમારકુલની વિમલા નામે પત્ની હતી, મલ્લે ખોરાસામાં એના એક પુરોગામીએ બંધાવેલા સૂર્યમંદિરને સમરાવ્યું.

* ઇ. કા, નં. ૪૭

[1] તા. માળિયા-હાટીના, જિ. જૂનાગઢ

લેખના અંતે મલ્લના અને એના ભાઈ મત્તરાજના પુત્રોનાં નામ આપવામાં આવ્યાં છે. તે પછી લેખની મિતિ આપી છે – વિ. સં. ૧૪૪૫ના ફાગણ સુદિ ૫ ને સોમવાર (તા. ૧–૨–૧૩૮૯). લેખ રચનાર ત્રવાડી વાચ્છા હતો ને કોતરનાર સાલ્હા–પુત્ર મધુસૂદન નારાયણ.

લેખમાં જણાવેલ મુહમ્મદ સુલતાન મુહમ્મદ તુગલુક હતો, જેણે ગુજરાત પર ચડાઈ કરી જૂનાગઢ લીધું હતું, રા ખંગારને કેદ કર્યો હતો ને દેશ જીતી લીધો હતો. લેખમાં જણાવેલ રાજા શિવરાજ પ્રાયઃ અન્ય લેખોમાં જણાવેલ વાજા રાજા હતો.

પાઠ

१. ॥ ঌ ॥ उँ नमः श(शि)वाय । तापत्रयं त्रिभुवनस्य तनूकरोतु तेजस्ततिस्तरणिजा तिमिरं तुदंती । या पूर्वप-
२. र्वतशिरः पुनती प्रबोधं पंकेरुहेपु च सतां हृदयेषु दत्ते । १ ये रेणुकेयेन रणांगणांत-[1]न्नीताः क्षयं क्षो-
३. णिभुजः क्षणेन । ते क्षेत्रजा ब्रह्मकुलप्रसूतास्तदाख्यया ख्यातिमु(म)गुः क्षितीश[ाः] । २ नृहंससंसत्प्रथितप्रशंसस्त-
४. दंकभूर्न्मकर्णकर्षिवंशे । नृशंसविघ्नं सकृदस्तयय सः षट्त्रिंशदंशक्षितिपावितसः[1] । ३ मरुस्थलीमंडलगैकदेशे
५. देशे दशारोहिणि रोहिलादौ । विशालभालः कलिकालकालस्तत्राभवल्लूणिगभूमिपालः[।*] ४ स सैन्यपालन्व(त्व)धरः सुरा-
६. ष्ट्रां प्राप प्रतापैकनिधिर्बलेन । तस्यांगजोभूद्भुवि भीमसिहः समस्तशौर्यादिगुणैरुपि-(पे)तः । ५ तत्रापि पंचालककालि-
७. जादिग्रामावलिग्रासविलासवृत्तिः । लावण्यपालस्तनयस्तदीयो बभूव सू(शू)रः समरे करालः । ६ निजप्रतापं तपनं त्र(त्रि)लोक्या य-
८. शः शशांकं च पटु प्रकाश्य [।] लावण्यपालः किल भूमिपालः स कालिजे कालमवाप कालात् । ७ बभूवुस्तस्य तनया विन-
९. यानतमस्तकाः । लक्ष्मसिह[ः] सतां मुख्यो लक्षो लषणपालकः । ८ लक्ष्मसिंहो-लसल्लीलललनाफलकामुकः । जगाम
१०. जीर्णदुर्गे स सस(म)रादमरावती । ९ तस्य सूनुरनू(न्यू)न[ः] श्रीराजसिंहोभवद्भुवि । बिभेद संख्ये शंखौके मृतो मार्तंडमंड-
११. लं । १० षट्त्रिंश(शत्)क्षत्रवशप्रथ(थि)तगुणगणः शौर्यगर्ज्ज[द्]द्विषस्त्रीवि(वै)धव्य-व्याधिदानोथू(त्थि)तकरकमलः शस्त्रशास्त्रप्रवी-

१. વાંચો °वतस. —સં.

१२. णः । प्रीणन्पात्राणि पृथ्वीद्रविणवितरणैर्विश्वविख्यातकीर्तिर्वाघेलावश ए[प] क्षितितलवलये तद्भुवा मातृपक्षेः(क्षे) । ११

१३. भूमण्डलस्यं मरुमंडलमंडन या सोदर्कक्कररपुरीति गरीयसी या । श्रीक्षेमराज इह राजसमाजराजि वि-

१४. भ्राजमानगुण एष रराज राजा । १२ सोमभ्रमः क्रमत एव बभूव भूपसद्रूपरूपणनिरूपितविश्वरूप. । म्लेच्छाय

१५. नेति बहुलेपि न देशसीमा तत्याज गोत्रिभिरपि प्रबलैः परीतः । १३ वीरोग(ग्र)जः प्रवरवीरवृतस्ततोस्य सौराष्ट्र-

१६. मंडलमवाप मपापतीर्थैः । यो वारवारनयसारविचारचारुः खंगारगानगुणसौहृदमाचचार । १४ स श्रीमहम्म-

१७. दबृहन्मदपातसाहिक्रांतेपि रैवतगिरावपि जीर्णदुर्गे खगारभूपमुपवाह्य स भीमदेवं भ्रातुः सुत(त) सुभटश-

१८. ल्यमपि प्रमीत. । १५ रत्नादेवी प्रथमदुहिता वीरजा राजसिंहान्मल्ल(ल्लं) मुख्य तनुजमपरं मत्तराज [च] लेभे । मुंजं त-

१९. स्याप्यवरजमहो मोहनं गोग्रहेरीन्न(न्नि)घ्नन्प्राणांस्तृणमिव रणे यः खुरासे निवासे । १६ मन्ये [मल्लो][1] मत्तराज-

२०. श्च मुंजो व्यंजन्नंजः स्व(स्वे) जने मोहनश्च । चत्वारोमी साममुख्या उपाया रत्नादेव्या राजसिंहात्प्रसूताः । १७ प्रवराजि-

२१. विराजविक्रमो युवराज [2]श्रीशिवराजभूपतिः । खुरवासकवासशासने न्ययुन(ज)-न[3]ग्म(न्म)ल्लमतुल्यसद्गुगा(ण) । १८ दृष्ट्वा तत्र पु-

२२. रा पुराणपठितं पाथोजपाणेः प्रियप्रासादं निजपूर्वपूरुषपरप्रीत्यै स्वपुण्याय च । कालाते पतित कृतार्थितमतिर्लक्ष्मी-

२३. प्य(व्य)यैर्नूतनं तक्रा(त्का)लाद्रचयांचकार नियतः तं मल्लदेवो(वा)भिधः । १९ तद्भार्या विमला देवी सती सीतेव सा बभो(भौ) । परमारकुलोद्भूता नारी-

२४. गुणगणावृता । २० आनीय चातुश्व(श्च)र्णीयविप्रान्सा मल्लदेवेन विचित्रमंत्रः । सन्मंडपे मंडलकुडवेदीनेदीयसाकारि रविप्रतिष्टां(ष्ठां) । २१

२५. रेहेला मालदेभार्या विमल (ला) सुत दूदा लाषा देपा रामा सागा लूणसी ब(बा)ई हांसी मल्लदेवभ्रातृमातरा[4] भार्या ब(बा)ई नामलदे सुत लीबा हरराज

२६. वाघेला [?] मूलराजः । संवत् १४४५ वषे(र्षे) फाग[5] सुदि ५ सोमे तृ(त्र)व(वा)डी वाछा कवि सूत्र साल्हासुत मधुसूदननारायणः आचार्य लंग. सुत पुर(रु)षा प्रत-(ति)स्टा(ष्ठा) ।

---

१. સં. २ श्री २६ કરો, છંદોભગ થાય છે. ३. न २६ કરો. ४. मातरा = मत्तराज ५. फाल्गुन

નં. ૪૭

# ફૂલકાનો પાળિયાલેખ, વિ. સં. ૧૪૪૮*

આ શિલાલેખ જૂનાગઢ રાજ્યના ઊના મહાલમાંના ગામ ફૂલકામાં મોટા તળાવની પાળે ખોડેલા પાળિયામાંથી ઉતાર્યો છે. કોતરેલા ભાગનું માપ ૧૧½" × ૧૦½" છે.

લેખ જણાવે છે કે સપ્પા સુત મસાહણી લાખાએ વિ. સં. ૧૪૨૭(શક ૧૨૯૨)માં ફૂલકા તળાવના કાંઠે મંદિર બંધાવ્યું. પછીથી વર્ષ ૧૪૪૮ માં કાર્તિક વદિ અમાસ ને રવિવારે (તા. ૨૬–૧૧–૧૩૯૧) જ્યારે શવગણ રાજા રાજ્ય કરતા હતા ને અર્જુનદેવ પરમાર એમના અમાત્ય હતા ત્યારે એ મૃત્યુ પામ્યો.

રાજા શવગણ કયા કુલના હતા એ જાણવામાં આવ્યું નથી. એ પ્રાયઃ સોમનાથ પાટણનો વાજા રાજા હતો, જે નાઘેર( માધવપુરથી જાફરાબાદ )ના સમુદ્રકાંઠા પર રાજ્ય કરતો. શિવગણ ખોરાસાના વિ. સં. ૧૪૪૫ ના અને ચોરવાડના વિ. સં. ૧૪૫૦ ના લેખમાં જણાવેલ શિવરાજ પણ હોય.

પાઠ

१. स्वस्ति श्रीनृपविक्रमसमयाअ-
२. तीत संवत् १४४८ वर्षे कार्तिक व-
३. दि अमावास्यां रविदिने ज्येष्टानक्षत्रे
४. राय श्री[श]वगणराज्ये आमात्य अर-
५. जनदे परमार मसाहणी सापा सुत
६. मसाहणी लाषा स्वर्गद्वारेण संप्राप्त [।*]
७. फलका ग्रामे संवत १४२७ वर्षे सरो-
८. वरु प्रासाद बंधव्या श्रीशाके १२९२
९. प्रवर्त्तमाने अशाश्वतानि सरीरानि
१०. विभवो नैव सास्वित नित्यं स-
११. न्यहतो मृत्यु कर्तव्यो धर्मसंग्रहा[॥१]

---

* ઇ. કો. ન. ૫૦

# માંગરોળનો પાળિયાલેખ,* (લગભગ વિ. સં. ૧૪૫૦)[1]

આ પાળિયો માંગરોળમાં દરબારગઢના દરવાજે છે. એનું માપ ૧ ૮″×૧′ ૧″ છે. લેખનો આરંભનો અને અંતનો કેટલોક ભાગ અવાચ્ય છે.

એ વૈશાખ વદ ૧૦ ને રવિવારે મંગલપુર(માંગરોળ)માં મહારાજકુલ ભીમના પુત્ર મહારાણા મેજિગના વિજયરાજ્યમાં ચૂડાસમા કુલનો યોદ્ધો યુદ્ધમાં મરાયાનું નોંધે છે.

લેખનો વર્ષવાળો ભાગ ઘસાઈ ગયો છે. આ લેખ માંગરોળના વિ. સં. ૧૪૫૨ના શિલાલેખની પહેલાંનો હોવો જોઈએ.[2]

મહારાણા મેજિગ જેના પિતાનું નામ ભીમ હતું તે ચૂડાસમા રાજા મેલિગ જેના પિતા મોકલસિંહ હતા ને જેના અભિલેખ વિ. સં. ૧૪૬૯ થી ૧૪૭૨ના છે તે એક ગણી શકાય એમ નથી. આ લેખના રાજા ભીમને સોમનાથ પાટણના વિ. સં. ૧૪૪૨ના લેખમાં જણાવેલ યાદવ રાજા ભીમ સાથે ઓળખાવવાનું મન થાય એમ છે.

પાઠ

१. छ .... श्रीविक्र-
२. म सं .... वर्षे वै-
३. शाख वदि १० रवावद्ये-
४. ह श्रीमंगलपुरे महारा-
५. जकुलश्रीभीम सुत म-
६. हाराण श्रीमेजिग पा-
७. दानां विजयराज्ये महं०
८. वी .... सुत ठ० वेगडप्रति-
९. पत्तौ .... ग्रामीय चू-
१०. डा० महं० सुत चूडा० देव-
११. सीह ........
१२. संग्रामे .... मृतः
१३. शुभं भवतु श्रीः ॥

---

* ઇ. કા., નં. ૫૪
૧–૨ પ્રાયઃ વિ. સં. ૧૪૫૦(ઈ. સ. ૧૩૯૩–૯૪)નો. —સં.

# પ્રભાસપાટણનો શિલાલેખ, વિ. સં. ૧૪૫૧*

પ્રભાસપાટણ શહેરમાં મોટા દરવાજાની અંદર ડાબી તરફ આવેલા એક સ્થળની નીચે ઈ. સ. ૧૯૫૩ માં ખોદકામ કરવામાં આવ્યું ત્યારે તે સ્થળની નીચેથી ઉપર્યુક્ત દરવાજાની દીવાલ પાસે ઊભો કરવામાં આવેલો પ્રભાસના વાજા રાજા શિવરાજના સમયનો સં. ૧૪૫૧( ઈ. સ. ૧૩૯૫ )ના વર્ષના શિલાલેખવાળો ૪' લાંબો અને ૧૦" પહોળો તેમજ ૮" જાડો પીળા પથ્થરનો એક પાળિયો પ્રાપ્ત થયો હતો. એ પાળિયામાં ૮½ × ૧૦ ઇંચની લંબાઈ તથા પહોળાઈમાં આ શિલાલેખ કોતરવામાં આવેલો છે. આ શિલાલેખમાં ૯ પંક્તિઓ સંસ્કૃત બાલબોધ લિપિમાં કોતરવામાં આવેલી છે. એ પાળિયાનો પથ્થર અગ્નિથી દાઝી ગયેલો હોવાથી તેના અક્ષરો ઝાંખા પડી ગયેલા છે. જેથી તેનો ઉકેલ કરવામાં મુશ્કેલી પડે છે. આ પાળિયો હાલમાં પ્રભાસપાટણ મ્યૂઝિયમમાં સંરક્ષિત રાખવામાં આવેલો છે.

આ પાળિયામાં શિલાલેખવાળા ભાગની ઉપર ત્રણ શિખરાકૃતિઓ કંડારવામાં આવેલી છે. જેમાં મધ્યભાગની શિખરાકૃતિ તેની બંને બાજુઓની શિખરાકૃતિઓ કરતાં સહેજ મોટી છે, એ શિખરાકૃતિઓની નીચે એક મોટા અને શણગારેલા ઘોડા ઉપર એક દાઢીવાળો પુરુષ સવારી કરીને બેઠેલો છે. તે પુરુષે ચડ્ડી પહેરેલી છે અને ખભા ઉપર ઉત્તરીય વસ્ત્ર નાખેલું છે અને માથા પર ટોપી પહેરેલી છે. તેણે અલંકારો પણ ધારણ કરેલાં છે. તેના જમણા હાથમાં ભાલું છે અને ડાબા હાથમાં ઢાલ છે. તેના મોઢાનો તથા છાતીનો થોડો ભાગ ખંડિત થયેલો છે, અને તેના ઘોડાના મોઢાના તથા પગોના ભાગ પણ ખંડિત થયેલા છે.

શિલાલેખનો ઉદ્દેશ:— સં. ૧૪૫૧ શાકે ૧૩--(?)ના વર્ષમાં છકુલની પરમાર શાખાનો દુહૂ નામનો પરમાર રજપૂત અહીં દેવપત્તન(પ્રભાસપાટણ )માં શિવરાજના વિજયરાજ્યમાં મહં માલાનું પંચકુલ વિદ્યમાન હતું ત્યારે દેવ સોમનાથને નમસ્કાર કરવા માટે આવ્યો હતો અને તેણે ગૌદાન આપ્યું હતું. ત્યાર પછી તેને કોઈની સાથે ધિંગાણું થતાં તે ધિંગાણામાં મૃત્યુ પામ્યો હતો. તે રજપૂતે જીવિત અવસ્થામાં એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી કે મારો પાળિયો પત્તન( પ્રભાસપાટણ )ની પોળમાં કરજો જેથી તેનો પાળિયો પ્રભાસપાટણના દરવાજામાં કર્યાની નોંધ લેવાનો આ શિલાલેખનો ઉદ્દેશ છે એમ જણાય છે.

શિલાલેખની લિપિ:—આ શિલાલેખની લિપિ સંસ્કૃત બાલબોધ છે એમ ઉપર કહેવામાં આવ્યું છે, તેમ છતાં પણ આ શિલાલેખમાં કોઈ કોઈ સ્થળે પૃષ્ઠમાત્રાનો ઉપયોગ પણ કરવામાં આવ્યો છે.

* હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી, 'પ્રભાસના વાજા રાજા શિવરાજના સમયનો સં. ૧૪૫૧( ઈ. સ. ૧૩૯૫ )નો એક અપ્રસિદ્ધ શિલાલેખ,' "સ્વાધ્યાય", પુ. ૯, અં. ૨, પૃ ૨૨૭ થી ૨૩૧

શિલાલેખના અક્ષરો :—આ શિલાલેખના અક્ષરો મોટા છે અને તેનું માપ અર્ધો ઇંચ છે. અક્ષરોનો મરોડ ચૌદમી શતાબ્દીના આ પ્રદેશના બીજા શિલાલેખોના અક્ષરોને મળતો છે.

શિલાલેખની ભાષા :—આ શિલાલેખના પ્રારંભથી 'पचकुलप्रतिपत्तौ' સુધીની ભાષા સંસ્કૃત છે અને તે પછીના આખાયે શિલાલેખની ભાષા તત્કાલીન ગુજરાતી છે અને તેનાં परमारसुं, नमस्करवा, उपनु, हूतु, गवदान, दीधु, घा, ढगल्ल, हवू, इ, मारि, मरि, छुटुं, पछइ, सइल्ल, षडा, छे, रजपूति, जीवइव्य, कहू, पत्तनन, पोलि, महारुं, पालीउ, कर्यो" ઇત્યાદિ તત્કાલીન ગુજરાતી ભાષાનાં રૂપો આ શિલાલેખમાંથી પ્રાપ્ત થાય છે જે તત્કાલીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ કેવું હતું તે જાણવા માટે અત્યંત ઉપયોગી છે.

આ શિલાલેખમાં પ્રભાસના વાજા રાજા શિવરાજનું નામ આપવામાં આવ્યું છે. એમાં તેનું નામ सिवराज કોતરવામાં આવ્યું છે જે તે શિલાલેખના લેખકની અથવા કોતરનારની ભૂલ હશે એમ જણાય છે.

પાઠ

१. स्वस्ति श्री १४५१[1] शाके १३--(?)[2] राज्य श्री सि-
२. वराजविजयराज्ये । महं माला पंच-
३. कुल प्रतिपत्तौ । दुहू परमार ॥ छकु-
४. ल परमारसुं । देव सोमनाथः नम-
५. स्करवा उपंनु हूतुं । गवदान दी-
६. धुं । घा ठगल्लं हवूं । इ । मारि मरि छु-
७. टुं । पछइ सइल्लं हवूं । रजपूत षडा छे
८. रजपूंति जीवंइव्यं कहु पत्तनन पोलि
९. महारुं पालीउ कर्यो । श्री श्री श्री ॥

---

१. ઈ. સ ૧૩૯૪-૯૫—સં.
૨. १३१६ અથવા १३१७—સં.

નં. ૫૦

# ભૂવાટીંબીનો શિલાલેખ, વિ. સં. ૧૪૫૭*

આ શિલાલેખ જૂનાગઢ રાજ્યના સૂત્રાપાડા પાસેની ભૂવાટીંબીના[1] ભૂવડ તળાવના કાંઠે ખોડેલી પથ્થરની તકતી પર કોતરેલો છે. તેનું માપ ૧૪" × ૧૧" છે.

એ નોંધે છે કે બારડ જ્ઞાતિના ભરમ અને તેની પત્ની મેગતીની પુત્રી નાગૂબાઈ એ વિ. સં. ૧૪૫૭ના વૈશાખ વદિ ૫ ને સોમવારે (તા. ૨-૫-૧૪૦૧) રાજા શવગણના વિજયરાજ્યમાં ઝાઝા(?)ના પંચકુલના વહીવટ દરમ્યાન પલાશલા ગામમાં તળાવ બંધાવ્યું.

પાઠ

१. ॥ ໑० ॥ संवत् १४५७ वर्षे वैशाष वदि
२. ५ मां तथौ सोमदने उतराषाढ नक्षत्रे । ब-
३. करणे चंद्रे उत्तराअने ग्रीष्मरतौ । राजश्रीश-
४. वगणविजयराजे महं श्री [ झाझा ? ] पंचकुल-
५. प्रतिपत्तौ सुराष्ट्रदेशे । पलाशलाग्रामे । बारडज्ञाती रा-
६. ज भरमभार्या बाई मगती तस्य शता बाई नागू तटाक
७. धर्मस्थानं कारापयत्वा । कर्ता शंघवही मालु
८. देव श्रीभूउडधमि तडागं पण्या शुभं भवतु

---

* ઇ. કા., નં. ૬૦

૧. તા. પાટણ-વેરાવળ, જિ. જૂનાગઢ

નં ૫૧

# સોમનાથ પાટણનો શિલાલેખ, વિ. સં. ૧૪૬૨*

આ શિલાલેખ સોમનાથ પાટણમાં મીઠાશા ભંગના પદથાર પર મળ્યો છે. એ ઊંચાઈમાં ૧૦" અને લંબાઈમાં ૧૧" છે.

એનો આરંભ 'બિસ્મિલ્લાહ૦' એ ઇસ્લામી સૂત્રથી થાય છે. પછી વિ. સં. ૧૪૬૨ ના શ્રાવણ સુદ ૮ ને શુક્રવાર( તા. ૨૩–૭–૧૪૦૬ )ની મિતિ આપી છે. લેખ જણાવે છે કે શ્રીપત્તન( પાટણ )માં શિગનાથના પુત્ર બ્રહ્મદાસના વિજયરાજ્યમાં દફરખાનના પુત્ર હેબતખાન, મલિક બદરદીનના પુત્ર મલિક સાલ અને મલિક શેખના પુત્ર મલિક સેરે મોટા સૈન્ય સાથે શહેર પર હુમલો કર્યો ત્યારે બ્રહ્મદાસ વતી તુર્કો સામે યુદ્ધ કરતાં વોરા મહમદનો પુત્ર વોહરા ફરીદ મરાયો.

બીજી અને છેલ્લી પંક્તિમાં 'શિગનાથ' પાઠ તદ્દન સ્પષ્ટ છે, પરંતુ યોગ્ય જોડણી શિવનાથ હશે ને એ રાજા અન્ય અભિલેખોમાં જણાવેલ રાજા શિવરાજ અને શિવગણ હશે. આથી વિ. સં. ૧૪૬૨ માં શિગ(વ)નાથનો પુત્ર બ્રહ્મદાસ સોમનાથ પાટણમાં રાજ્ય કરતો હોય એ બરાબર છે.

પાઠ[1]

१. भिस्मिल्लाह रहमान रहीम ॥ सवत् १४६२ व-
२. र्षे श्रावण शुदि ८ शुक्रे । श्रीपत्तने शिगनाथपु-
३. तर राजश्रीब्रह्मदासविजयराज्ये । तस्योपरि
४. समायात षान श्रीदफरसुत षान श्रीहेबत म-
५. लिक बदरदीन सुत मलिक साल मलिक शेष०
६. सुत मलिक से[र] समस्तचतुरगसैन्यवेष्टिते
७. वहुरा महमद सुत वहुरा फरीद राजश्री ब्रह्म-
८. दास [ चद्रायां ? ] तुरष्कैः समं युद्ध कृत्वा संग्रामे मृ-
९. तः पितामह वहुरा सीदी ॥ प्रपितामह महमद व्यव-
१०. माता बाई दोलत मातामह ना० काशिम प्रमा-
११. तामह नाषू० आली मातुलक नाषू० जंगी ॥
१२. पितृव्यक व्य० हाजी ॥ भातृ व्यव० सीदी भ्रातृ
१३. व्यव० आदम ॥ कदमी श्रीशिगनाथपत्तनेत्याः ॥

---

* ૪. કા., નં. ૬૨

૧. સહેલાઈથી વરતાય તેવી જોડણી–ભૂલો સુધારી નથી.—સં.

નં. ૫૨

# લોઢવાનો પાળિયાલેખ, વિ. સં. ૧૪૯૯

આ લેખ કોતરેલો પાળિયો જૂનાગઢ રાજ્યના લોઢવા ગામમાં[1] મળ્યો હતો.

એ વાજા રાજા રામદેવના રાજ્યકાલ દરમ્યાન વિ. સં. ૧૪૯૯ શાકે ૧૩૬૫-(ઈ. સ. ૧૪૪૨-૪૩)માં[2] લોઢુઆ ગામમાં વાજા યોદ્ધાનું થયેલું મૃત્યુ નોંધે છે.

પાઠ

१. स्वस्ति श्रीजयोभ्युदयः श्रीनृपविक्रमार्क-
२. समयातीत सं १४९९ वर्षे शाके १३६५
३. प्रवर्तमाने अद्येह श्री --- मङ्गल-
४. करणे लोढुआग्रामे वाजा श्रीरामदेव
५. आस्थाने – महाज्ञातीय वाजा राम
६. सुत गोध – नो देवलोकफल
७. प्राप्त --- श्री ॥ उघास भार्या
८. सागमन । शुभं भवतु ॥ स्वर्गलोकोस्तु ।

---

* ઇ. કો., નં. ૭૨

૧. તા. પાટણ-વેરાવળ, જિ. જૂનાગઢ

૨. આ વિક્રમ સંવત અને શક સંવતનો મેળ ઈ. સ. ૧૪૪૩ માં જ મળે છે.—સં.

ન. ૫૩

# શત્રુંજય(?)નો પ્રતિમાલેખ, વિ. સં. ૧૩૭૧*

આ અભિલેખનું ચોક્કસ પ્રાપ્તિસ્થાન જણાયું નથી. ગાયકવાડ ઓરિએન્ટલ સીરિઝમાં પ્રકાશિત 'પ્રાચીનગુર્જરકાવ્યસંગ્રહ'ની આવૃત્તિમાંથી એ ઉતારવામા આવ્યો છે. ઘણુ કરીને અભિલેખ પ્રસિદ્ધ શત્રુંજય પર્વત પરની ટૂંકોમાંની એકમાં મુકાયેલી પ્રતિમાઓમાંની એકની બેસણી પર કોતરાયો હતો.

અભિલેખ નોંધે છે કે વિ. સં. ૧૩૭૧ ના મહા સુદિ ૧૪ ને સોમવારે (તા. ૨૦-૧-૧૩૧૫) સંઘપતિ દેસલે આદિનાથના મંદિરમાં રાણક મહીપાલદેવની મૂર્તિ કરાવી.

રાણક મહીપાલદેવ પ્રાયઃ વિ. સં. ૧૩૭૫ ના માંગરોળ શિલાલેખમાં અને વિ. સં. ૧૩૮૭ ના હાથસણી શિલાલેખમાં જણાવેલો ચૂડાસમા રાજા હતો. એણે જૈનધર્મ અંગીકાર કર્યો હશે. આ પોતાની હયાતી દરમ્યાન પધરાવેલી રાજમૂર્તિનો દાખલો છે.

પાઠ

संवत् १३७१ वर्षे माह सुदि १४ सोमे - - -

\- - - - - - - - - - -

राणकश्रीमहीपालदेवमूर्तिः सघपतिश्रीदेसलेन कारिता

श्रीयुगादिदेवचैत्ये ।।

---

* ઇ. કા., ન. ૨૪

નં. ૫૪

# માંગરોળની વાવનો શિલાલેખ, વિ. સં. ૧૩૭૫*

આ અભિલેખ માંગરોળની પ્રસિદ્ધ સોઢડી વાવમાં મળ્યો છે. અભિલિખિત અંશનું માપ ૭½ ફૂટ × ૯ ઇંચ છે.

એ નોંધે છે કે મોઢ જ્ઞાતિના સોઢલે રાઉલ મહીપાલદેવના રાજ્યકાલ દરમ્યાન વિ. સં. ૧૩૭૫ના પોષ સુદિ ૧૫ને રવિવારે (તા. ૭-૧-૧૩૧૯) વાવ કરાવી. મહીપાલદેવ જૂનાગઢના ચૂડાસમા કુલનો હોવો જોઈએ. વૉટસને ધારેલું કે એ સંભવતઃ ગોહિલ રાજા હતો, કેમ કે 'રાવલ' બિરુદ ગોહિલોનું છે (કાઠિયાવાડ ગેઝે., પૃ. ૫૪૩), પરંતુ 'રાવલ' બિરુદ ચૂડાસમા રાજાઓને પણ લગાડાતું — જુઓ વિ. સં. ૧૪૩૫નો ઓસા શિલાલેખ અને વિ. સં. ૧૫૦૭નો ઉપરકોટ શિલાલેખ.

પાઠ

१. सं. १३७५ वर्षे पौष शुदि १५ रवौ राउल श्रीमहिपालदेवराज्ये-

२. मोढज्ञाती वली(?) सोढलेन आत्मश्रेयोर्थं अ० वापी कारापिता ॥

---

* ઇ. કો., નં. ૨૫

નં. ૫૫

# હાથસણીનો શિલાલેખ, વિ. સં. ૧૩૮૬*

આ અભિલેખ મૂળ ગોહિલવાડ પ્રાંતમાં શેત્રુજી નદીના કાંઠે, જુદા ખંડિયા રાજ્યના નાના પાટનગર હાથસણીમાં[1] મળ્યો હતો. હાલ એ ભાવનગરના બાર્ટન મ્યુઝિયમમાં જળવાયો છે. પથ્થર ચાર ટુકડાઓમાં ખંડિત છે પણ કંઈ મહત્ત્વનું નષ્ટ થયું નથી. કોતરેલો ભાગ, જે સારી હાલતમાં છે તેનું માપ ૧′ ૬″ × ૧′ છે.

આ અભિલેખ પહેલાં ઇન્ડિયન ઍન્ટિક્વરી, પુ. ૧૫, પૃ. ૩૬૦ પર પ્રસિદ્ધ થયો હતો.[2]

લેખનો આરંભ ભારતી અર્થાત્ વિદ્યાની દેવીની સ્તુતિથી થાય છે. પછી ચંદ્રવંશના રાજકુલનો વૃત્તાંત આપ્યો છે. એ કુલમાં ષંગાર ( એટલે ખેંગાર ) નામે રાજા જન્મ્યો, જેના કુટુંબમાં યશોધવલ જન્મ્યો. એ સૂર્યવંશમાં જન્મેલી પ્રિયમલદેવીને પરણ્યો. તેઓને ત્રણ પુત્ર હતા – મલ્લ, મંડલ અને મેલિગ.

પાંચમા શ્લોકથી મેહર વંશના વાખલ નામે બીજા રાજકુલનું વર્ણન આપ્યું છે, જેમાં નાગાર્જુન નામે રાજા જન્મ્યો. એ મંડલિકનો સાથી હતો. નાગાર્જુનનો પુત્ર મહાનંદ હતો, જેને મંડલરાજની પુત્રી રૂપા નામે પત્નીથી ઠેપક નામે પુત્ર હતો. રાજા મહીશે ઠેપકને તાલધ્વજ( તલાજા )માં રાજ્ય કરવા નીમ્યો હતો. ઠેપકને ચાર પુત્ર હતા. એણે, જેમ જૂનાગઢમાં રહેલા પોતાના કાકાએ પોતાના નામે સંગવાપી નામે વાવ કરાવી હતી તેમ, પોતાના નામે ઠેપાવાપી નામે વાવ કરાવવા ઇચ્છા કરી ને સૂર્ય-વીકલમાંથી ઉદ્ભવેલ ને વલ્લાદિત્યના કુલમાં જન્મેલ કુંતરાજને તેમ કરવા સૂચના આપી. મેહર રાજાની સૂચના મુજબ એણે વિ. સં. ૧૩[૮]૬, ભવ સંવત્સરના આષાઢ સુદિ ૭ ને સોમવારે ( તા. ૩–૭–૧૩૨૯ ) વાવ કરાવી.

ઠેપકના કુટુંબ સાથે જસધવલના કુટુંબનો સંબંધ એવો લાગે છે કે ઠેપકની માતા રૂપા યશોધવલના પુત્ર મંડલ કે મંડલિકની પુત્રી હતી. લેખમાં જણાવેલ મંડલિક ( વિ. સં. ૧૩૧૬–૧૩૬૨ ) અને મહીશ ( અર્થાત્ મહિપાલ ) ( વિ. સં. ૧૩૬૪–૧૩૮૭) ઘણું કરીને જૂનાગઢના ચૂડાસમા રાજા હતા. એ પૈકી મહીશ મંડલિકનો પુત્ર હતો. તલાજાનું મેહરકુલ પ્રાચીન લાગે છે.

---

* ઇ. કો., નં. ૨૭ ૧. તા. પાલિતાણા, જિ. ભાવનગર

૨. ભાપ્રાશોસ , સૂચિમાં જણાવેલો લેખ ન. ૮૪ આ છે. — સં.

५1०

१. ओं सिद्धिः। विरंचिवदनावासा देवी जयतु भारती। यस्याः प्रसादमासाद्य मूढोऽपि विबुधायते[॥*] १
२. श्रीसौ(सोम)वंशो भुवि सुप्रसिद्धः क्षमाभृता(तां) मंडनमादिजानां। तेषां कुले पुण्यकृतां वरिष्ठः पंगारनामा
३. नृपतिब(र्ब)भूव [॥] २ जसधवलसुनामा तस्य वंशेऽथ जज्ञे सकलगुणनिधान रूपविख्यातकीर्तिः प्रियम-
४. ल इति देवी रूपतो यं विवाह्य विजयसुभटपुत्रै[:] सूर्यवंशप्रसूता [॥*] ३ यशोधवलदेवस्य सुषवे
५. तनयान् वरान् वल्लीव कल्पवृक्षस्य मल्लमंडलमेलिगान् [॥*] ४ अत्रांतरे वाघलराजवंशे कंडू-
६. लदोर्मंडलनिर्जितारिः। न(ना)गार्जुनो नाम बभूव वीरः श्रीमंडलीकस्य सहायकारी [॥*५] सुतस्तस्य म-
७. हानंद सजातो धरणीतले येन कौ जातसारेण जहर्षुः पूर्वजा मुदा [॥*] ६ सुता मंग[ड]लराजस्य
८. रूपा रूपमनोहरा या जज्ञे ठेपकं वीर - - - यं स्वामिवत्सलं [॥*] ७ अपि वाचस्पतिर्मूकः के वयं तद्गु-
९. णस्तवे दत्तानां येन दानानां संख्या कर्तुं(र्तुं) न स(श)क्यते [॥] ८ कुलेन शौर्येण नयेन कीर्त्या प्रजा-
१०. भिरामो भुवि मेहरोऽथ तालध्वजे विप्रजनाभिरामे महीशभूपेन नियोजितश्रीः
११. [॥*] ९ राज्य प्रकुर्वतस्तस्य चतुर्भिस्तनयैः समं। धर्मबुद्धिरियं जाता ठेपकस्य महात्मनः [॥*] १० कार-
१२. यामि महावापी सर्वजंतुतृषापहीं [॥*] अगाधे निर्जले देशे कूंतराजं ततोऽब्रवीत् [॥*] ११ वला-
१३. दित्यकुले सूर्यवीकलस्यान्वयोद्भव - - - मे वाक्यं श्रुणु धर्ममयं हितं [॥*] १२ यथा
१४. मम पितृव्येन जीर्ण्णदुर्गनिवासि[ना] कारिता संगवापीति ठेपावापी प्रकारय [॥*] १३ मे-
१५. हरेण समादिष्टो धर्मबुद्धिः स कौ नरः। कारयामास सहसा वापीं जलमनोहरां
१६. [॥*] १४ अर्ष[ड]मायुर्लभतां मेहेरो द्विजवल्लभः सहितः पुत्रपौत्रैश्च परिवारजनैः समं [॥* १५]
१७. सवत् १३८६ वर्षे॥ भावे सवत्सरे पूर्ण्णे आषाढे षडशीतिके सप्तम्यां सोमवारेण
१८. वापीयं पूर्ण्ण[तां] गता॥ १६ श्री प्रभासि(?) वास्तव्यसूत्रवाचासुतसाडाकेन कारापिता [।*]

---

ન ૫૬

# ગિરનારનો શિલાલેખ,* (પ્રાયઃ વિ. સં. ૧૩૬૪–૮૭)[1]

આ ખંડિત અભિલેખ પ્રસિદ્ધ ગિરનાર પર્વત પરના નેમિનાથ મંદિરના દક્ષિણ દ્વારની બહાર દીવાલમાં ચણી દીધેલો છે. અક્ષર સુઘડ રીતે કોતરેલા છે પણ દરેક પંક્તિનો પછીનો ભાગ નષ્ટ થયો હોઈ લેખનો પૂરો હેતુ જણાયો નથી. કોતરેલા ખંડનું હાલનું માપ ૮″ × ૭″ છે.

અભિલેખ કોતરાયાનું વર્ષ નષ્ટ થયું છે. લેખ મહીપાલ નામે રાજાના રાજ્યકાલનો નિર્દેશ કરે છે, તે પ્રાયઃ જૂનાગઢનો ચૂડાસમા કુલનો હતો. એ કુલમાં 'મહીપાલ' નામે ઓછામાં ઓછા ત્રણ રાજા થયા. પહેલાએ વિ. સં. ૧૩૬૪ થી ૧૩૮૭, બીજાએ ૧૪૫૨ થી ૧૪૫૬ અને ત્રીજાએ ૧૫૦૬ થી ૧૫૨૭ સુધી રાજ્ય કરેલું. હું ધારું છું કે આ લેખમાંનો રાજા મહીપાલ પ્રાયઃ ત્રણમાંનો પહેલો હતો. લેખનો હેતુ મંદિર, પ્રાયઃ નેમિનાથનું, વયરસિંહે પોતાના પત્ની અને પરિવાર સહિત બંધાવ્યું તે નોંધવાનો લાગે છે. જે જૈન સૂરિના હાથે પ્રતિષ્ઠાવિધિ થયેલી તે પ્રાયઃ મુનિસિંહ હતા.

પાઠ

१. ॥ ၑ० ॥ स्वस्ति श्रीधृति........
२. ॥ नमः श्रीनेमिनाथाय ज........
३. ॥ वर्षे फाल्गुन शुदि ५ गुरौ । श्री........
४. ॥ तिलकमहाराजश्रीमहीपाल........
५. ॥ वयरसीहभार्या फांऊ ? सुत सा....
६. ॥ सुत सा० साई ओसा० मेला । मेला....
७. ॥ ज सुता रूडी गागी प्रभृति....
८. ॥ नाथप्रासाद[:] कारित[:] । प्रति....
९. ॥ द्रसूरि तत्पट्टे श्रीमुनिसिंह...
१०. ॥ .... कल्याणत्रय....

---

* ઇ. કા., નં. ૩૦

૧. ઈ. સ. ૧૩૦૭–૮ થી ૧૩૩૦–૩૧

નં. ૫૭

# માંગરોળનો પ્રતિમાલેખ, વિ. સં. ૧૪૦૨*

આ અભિલેખ માંગરોળમાં ચતુર્વિંશતિ જિનપટ્ટની બેસણી પર કોતરેલો છે.

એ નોંધે છે કે રાજા ખેંગારના રાજ્યકાલ દરમ્યાન તેનો મંત્રી ઝાઝા, જે અંબરનગર(જયપુર ?)[1]ની ઓસવાલ જ્ઞાતિનો હતો, તેણે વિ. સં. ૧૪૦૨ ના વૈશાખ વદિ ૫ ને બુધવારે (તા. ૧૦-૫-૧૩૪૬) ગિરનાર પર ચતુર્વિંશતિ પટ્ટ કરાવ્યો.

લેખમાંનો રાજા ખેંગાર જૂનાગઢનો ચૂડાસમા રાજા હતો, જે પાછળથી દિલ્હીના સુલતાન મુહમ્મદ તુગલુક વડે હિ. સ. ૭૫૦(લગ. વિ. સં. ૧૪૦૬)માં પરાજિત થયો હતો. એનો ગિરનારનો ગઢ જિતાયો હતો ને એને સુલતાનને ખંડણી આપવાની ફરજ પડી હતી.

પાઠ

१. सं. १४०२ वर्षे वैशाख वदि ५ बुधे उसवालज्ञातीय अंबरनगरवास्तव्य वटसीयकशाषायां पूर्वपुरुषसांहणी नागुप्रभृतीना स-

२. हलपुत्राणामात्मपूर्वजानां श्रेयसे श्रीगिरनारमहातीर्थे श्रीखंगारविजयराज्ये राजश्रीझाझाप्रतिपत्तौ [ साहा पदमसी ]

३. .... चतुर्विंशतिपट्टः कारितः .... सूरिभिः श्री .... प्रभसूरिभिः । श्री ।

---

* ઇ. કો., નં. ૩૨

૧. જયપર પાસે — સં.

નં. ૫૮

# નગીચાણાનો પાળિયાલેખ, વિ. સં. ૧૪૩૪*

આ શિલાલેખ માંગરોળ રાજ્યના નગીચાણા ગામના+ પ્રવેશદ્વારમાં આવેલ શિવાલય પાસે પાળિયા પર કોતરેલો છે. તેનું માપ ૧૯"×૧૬" છે.

એ રાજા જયસિંહદેવ, જે ઘણું કરીને ચૂડાસમા રાજા અને ખેંગારનો પુત્ર હતો, તેના વિજયરાજ્યમાં વિ. સં. ૧૪૩૪ ના માગસર વદિ ૯ ને સોમવારે (તા. ૨૫-૧૧-૧૩૭૭) ચોરો સામે ગામનું રક્ષણ કરતાં પટેલ સોમાનો સુત આહીર સાંગો મૃત્યુ પામ્યાનું નોંધે છે.

પાઠ

१. ॥ संवत् १४३४ विर-
२. ॥ षे[1] मागसर वदि नोमि
३। ॥ वार सोमे अदेह श्री.
४. ॥ राय जेसंघदे विजे
५. ॥ राज्ये पटेल सोमा सुत
६. ॥ आहीर सांगो चाषउ[2] आ
७. ॥ गाम चोराक विढिओ
८. ॥ पीठीओ जागो[3] तलि
९. ॥ रासुत पीठी(?)[4] चोरा क
१०. नी ठामि[5] राषिआ[।]सुभ भवतु ॥

---

* ઇ. કા, નં. ૩૭, કે કા. શાસ્ત્રી, 'અનુશીલન,' પૃ. ૫૭-૫૮
+ તા. માંગરોળ, જિ. જૂનાગઢ
૧. विरिष — કે. કા.
૨. षउ — કે. કા.
૩. °आ सागो — ડિસકળકર
૪. राठोड ऋण ? — ડિસકળકર
૫. ना ठाम — ડિસકળકર

નં. ૫૯

# મહુવાની સૂદાવાવનો શિલાલેખ, વિ. સં. ૧૪૩૭*

નીચેનો શિલાલેખ ભાવનગર રાજ્યના મહુવાની સૂદાવાવ નામની વાવમાં મળ્યો હતો. એનાં દેવનાગરી લિપ્યંતરો ભાવનગર મ્યુઝિયમના અને ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈના સંગ્રહોમાં મળ્યાં હતાં, જેના પરથી આ લેખ તૈયાર કરાયો છે.

ગણેશની સ્તુતિ પછી લેખ નિરૂપે છે કે ભરદ્વાજ ગોત્રના નારાયણ નામે બ્રાહ્મણને વામન નામે પુત્ર હતો, જેને એની જાલ્હૂ નામે પત્નીથી સાત પુત્ર હતા. એમાંનો જ્યેષ્ઠ, ઢાહુ વીર યોદ્ધો હતો ને રાજા સાલ્હનો મંત્રી હતો. નારાયણને કૃષ્ણાર્ક નામે બીજો પુત્ર હતો ને સૂરાદિત્ય નામે ત્રીજો પુત્ર હતો, જે માત્ર સામવેદમાં જ નહિ, નાટ્યશાસ્ત્રમાં તથા અશ્વવિદ્યામાં પણ નિષ્ણાત હતો. તેનો પુત્ર નાયક હતો, જે રાજા મહીપાલ-(પ્રાયઃ એ નામના ચૂડાસમા રાજા)ની સેવામાં હતો. નાયકનો પુત્ર નંદન હતો, જે રાજા મહીપાલના નાના ભાઈ રાજા સત્યરાજનો મંત્રી હતો. સત્યરાજની પત્ની હીરાદેવી[1] હતી. તે ગયા તીર્થની યાત્રાએ ગયો ને નંદનના પુત્ર સૂદને પોતાની મિલકતનું ધ્યાન રાખવા મૂકતો ગયો. સૂદ રાણની પુત્રી સહજલદેવીને પરણ્યો હતો. લોકોના ઉપયોગ માટે સૂદની પત્ની સહજલદેવીએ વિ. સં. ૧૪૩૭ માં વાવ કરાવી. લેખ પંડિત વિશ્વેશ્વરે રચ્યો અને સાલ્હાના પુત્ર, સૂત્રધાર નારાયણે કોતર્યો.

લેખમાં જણાવેલ રાજા સાલ્હ વિશે કંઈ જાણવામાં આવ્યું નથી. રાજા મહીપાલ-દેવ જૂનાગઢનો ચૂડાસમા રાજા હશે. પરંતુ એને સત્યરાજ નામે નાનો ભાઈ હતો એવું ક્યાંય કહેવાયું નથી, કેમ કે પ્રાયઃ એ ગયાદિયાત્રા દરમ્યાન મૃત્યુ પામેલો.

---

* ઇ. કા, નં. ૪૦

૧. સંસ્કૃત પાઠમાં હીમાદેવી છે. —સં.

પાઠ

१. सर्वाणि कर्माणि समृद्धिमति भवंति यत्पूजनया पुरस्तात् । नमो निधीनामधिपाय तस्मै कस्मैचिदस्मै
२. गणनायकाय । १ यः पुण्यात्पुण्यवंश्यः श्रुतिपठनपटुः प्राग् भरद्वाजगोत्रे श्रीमान्नारायणाख्यः समजनि सु-
३. कृती श्रोत्रियो विप्रवर्य्यैः । प्राप्तः पांडित्यभावान्नरपतिसदने पूज्यता पूतनामा राज्ये सर्वाधिकारी धृ-
४. तिमधृत महामंडपीमंडनस्य । २ तस्मादभूदद्भुतकीर्त्तिशाली सर्वार्थविद्वामन एव सूनुः । यश्चानुचक्रे
५. पितर वराद्यममात्यता यो मतिमानवाप्य । ३ अथ वामनः प्रभुरभूदुदितो न तु याञ्चया समग्रहीदवनी ।
६. अयमेव विक्रमशतैर्जगती चरितार्थयन्नतितमा ववृधे । ४ जाल्हूदेवी वल्लभा वामनस्य प्रासूतासौ सप्त पु-
७. त्रान् प्रगल्भान् । संस्कारा[ढ्या]न् जन्मनस्तत्र ढाहुर्ज्येष्ठः श्रेष्ठाः[१] साल्हभूपालमंत्री । ५ श्रुतशालिनः सुकृ-
८. तिनः सुभटा नृपतिप्रियः[२] प्रचुरभाग्ययुताः । सहजैः परस्परमनल्पगुणैः प्रियतामवापुरवनीवलये । ६ अत्यर्थसाहस-
९. रसः समराग्रगामी [ढा]हुर्दृढप्रहरणोऽथ रणोत्सवोभूत् । पुण्यप्रतापप्रचुरोदयतस्तरस्वी वश्या निनाय वरमंडपि-
१०. का परेभ्यः । ७ नारायणस्य तनुजे मनुजेषु मुख्ये कृष्णार्कनाम्नि समगादधिकारलक्ष्मीः । यः स्वाः प्रजाः स्वतनयानि-
११. व पालयानः संरभभीतनिजशत्रुचमूं बिभेद । ८ सूराादित्यस्तत्कनीयान्महीयान् यो गांधर्वं वेदमुच्चैर्विवेद ।
१२. तालोपेतं नाट्यशास्त्रं हयाना शिक्षां चैव प्राप्तवांस्तद्गतिज्ञात् । ९ नायकः प्रभुरभूदनंतरं धर्म एव किल मूर्तिमा-
१३. श्रितः । स्नानदानजपविष्णुपूजनैर्यो यथाविधिकृतैः पवित्रितः । १० नीतेर्वेत्ता धर्मशास्त्रप्रवक्ता वव्रे कार्ये यं महीपा-
१४. लदेवः । राज्ञामर्थं यः प्रजार्थं च कृत्वा पुण्यां कीर्तिं प्राप रूपद्वयेपि । ११ नायकः प्रभुरवाप नंदनं स्वसुहृदा

---

१. વાચો श्रेष्ठ — સ.  २. વાચો °प्रियाः — સ.

१५. दिवानिशं । मोचिता स्वसुकृतादृणत्रयाद्येन पूर्वजपरं परपरा । १२ यस्मिन्जाते सर्वतः पूर्वजानामानंदोभूदित्सता

१६. दीर्घमायुः । सत्याशाभ्यां पुत्रपौत्रप्रवृद्धौ तृप्तिर्येषां तोयपिंडप्रदानैः । १३ माघमासि मकरस्थिते रवौ तीर्थनाथमधिग-

१७. म्य येन च । तर्पितः पितृगणः प्रसारिभिर्वेणिवारिभिरमंददा ... । १४ अथ कृताधिकृतिः पृथिवीपतिस्तदनुजः स

१८. च सत्यनरेश्वरः । उदयतोर्महतोरनयोर्मही रविनिशाकरयोरिव राजते । १५ करोतु कार्याणि प्रिथं[3] तनोतु गृह्णातु

१९. वृत्तिं खलु सत्यराजः । सौराष्ट्रदेशे विपुले यदाज्ञा प्रवर्त्तनायोत्सहते क्रमेण । १६ राजाधिकारनिरतेन विनाविका-

२०. रं येनार्थधर्मपरमेण विचक्षणेन । गोभूहिरण्यरजतानि वितीर्य दुःस्थाः सुस्थापिता विविधविप्रपरंपरापि । १७ हीमादेवी[4]

२१. पुत्ररत्नेन येन [5]वंद्या तिष्ठद्यौरिवेंदूदयेन । मुख्यश्चासीत्कर्मणा तेजसा वा उर्व्यां ख्यातस्तेन मुख्यार्कनामा । १८

२२. गंगातरंगानवगाह्य गाढं श्रीविश्वनाथं विभुमर्चयित्वा । प्रदाय पिंडं च गदाधराग्रे चकार पुण्यं पुरुपुण्यतीर्थे । १९

२३. गंगादितीर्थजफलेन विराजमानः कीर्त्या सितांशुसितया गुरुगौरगात्रः । वेणीजलानि विमलानि विगाह-

२४. मानः श्रीसूदसूनुमधिकारपदे निवेश्य । २० तेन तीर्थगमनाय सस्पृहाः सार्थगाः शतसहस्रशो जनाः ।

२५. तारिताः सुरसरिद्गयादिभिस्तीर्थकोटिभिरुदारकर्मणा । २१ पुष्यन् तुष्यन् हर्षयन् सुहृदः स्वान् वर्षन्न-

२६. [6]र्थानिर्थितश्चार्थिसार्थे । दंडन् दुष्टान् राजदंडात्प्रचंडाच्चक्रे सूदः सर्वसार्थं कृतार्थं । २२ श्रीसूदमन्त्रिगृहि-

२७. णी स्पृहणीयरूपा नित्यं पतिव्रतयुता निजधर्मगोप्त्री । स्नानादिसर्वनियमानि समाचचार सौभाग्यभाग्यसहिता

२८. सहजल्हुदेवी । २३ वर्षासनानि रसनानि रसायनानि स्वादूनि भोजनशतानि च ब्राह्मणेभ्यः । पात्राणि स्वर्णरजतानि

---

३. વાંચો પ્રિયં — સં.

४. પ્રાન્તાવિઙમાં હીરાદેવી છે. — સં.

५. વાંચો વંદ્યાતિદ્ઠદ્યૌ°. — સં.

६. વાંચો ર્થાન° — સં.

२९. तिलान्वितानि रम्याणि राणतनया विततार साध्वी । २४ इह महति निपाने सर्व-
पुण्यप्रधाने मधुरजल-

३०. निधाने कुर्वतः स्नानदाने । वसतु गरुडगामी स श्रिया सेव्यमानो हृदयदयितकामान्पूर-
यन्पूर्त्तकर्त्तुः । २५

३१. श्रीसूदसचिववापी प्राणिप्रियकृद्विमलजलैः पूर्णा । रमयत्विंद्रियवर्गं सकलजनस्यास्य
कीर्त्तिर्वा ॥ २६

३२. संवत् १४३७ वर्षे वाप्यारंभः । पंडित श्रीविश्वेश्वरेण लिखिता । सूत्रधारसाल्हा-
सुतनारायणेनोत्कीर्णा ।

---

નં. ૬૦

# મેસવાણનો પાળિયાલેખ, વિ. સં. ૧૪૪૪*

આ અભિલેખ મેસવાણની[1] પૂર્વે દેરીની દક્ષિણે ઊભેલા પાળિયા પર કોતરેલો છે. કોતરેલો ભાગ જે માપમાં ૧' ૩" × ૧' છે તેની ઉપર સૂર્ય અને ચંદ્રની આકૃતિઓ તથા શિવલિંગો કોતરેલ છે.

એ મોકલસિંહ, જે ચૂડાસમા વંશનો રાજા હોવો જોઈએ તેના રાજ્યમાં વિ. સં. ૧૪૪૪ ના માગસરની અમાવાસ્યાએ (તા. ૧૧-૧૨-૧૩૮૭) યુદ્ધમાં ચાવડા યોદ્ધાનું થયેલું મૃત્યુ નોંધે છે.

પાઠ

१. स्वस्ति श्रीसंवत् १४४४ व-
२. र्षे मेसूआणग्रामे श्रीमोक-
३. लसीहराज्ये मागसरमास-
४. कृष्णपक्षे अमावास्यायां[2] ति-
५. थौ बुधदिने पूर्वानक्षत्रे धन-
६. स्थे चंद्रे चाउडा धाग जज
७. हासी गोढा उग्र गाम भाज
८. – – – – – –

---

* ઇ. કા., નં. ૪૬     ૧ તા. કેશોદ, જિ. જૂનાગઢ

૨. આ દિવસે સૂર્યગ્રહણ હતું.

નં. ૬૧

# ધંધુસરની વાવનો શિલાલેખ, વિ. સં. ૧૪૪૫*

નીચેનો મહત્ત્વનો શિલાલેખ જૂનાગઢ રાજ્ય તાબે, જૂનાગઢથી નવ માઈલ ઉત્તર-પશ્ચિમે આવેલા, ધંધુસર[1] ગામમાં હાનીવાવ નામે જાણીતી વાવમાં મળ્યો છે. એ ઘણી સુંદર રીતે કોતરેલો હતો પણ હવે અહીંતહીં બગડી ગયો છે. કોતરેલા ભાગનું માપ ૧' ૧"×૨' ૧½" છે.

આ શિલાલેખ અગાઉ રિ.લિ.એ રિ. બૉ.પ્રે. માં પૃ. ૨૪૫ પર પ્રસિદ્ધ થયો હતો.

લેખ સંસ્કૃત કાવ્યમાં છે, જે એકંદરે સારું છે. ત્રિવાડી શ્રી રામ નામે કવિ નાગર બ્રાહ્મણ લાગે છે. લેખમાંનાં થોડાં પદોનો અર્થ સ્પષ્ટ નથી. લેખનો આરંભ સુંદર કાવ્યમાં નિરૂપિત જલશાયી વિષ્ણુ ભગવાનની સ્તુતિથી થાય છે. પછી ચૂડાસમા રાજાઓની વંશાવળી નીચે પ્રમાણે આપી છે :—

ખંગાર નામે રાજા હતો. જેને જયસિંહ નામે પુત્ર હતો. તેની પછી મહીપતિ રાજા થયો ને એના પછી એનો નાનો ભાઈ મોકલસિંહ ગાદીએ આવ્યો. એણે ભૂંભલી (ભૂભૃત્પલ્લી) અર્થાત્ વર્તમાન ઘૂમલીમાં કચ્છ અને સિંધના રાજાઓના સૈન્યને હરાવ્યું હતું. મુસલમાન પાતસાહના ફરમાનથી એણે વામનસ્થલીને પોતાની રાજધાની બનાવી. એનો મંત્રી ગદાધર હતો, જેનો પુત્ર વૈજ્યનાથ નામે હતો, જે નાનો હોવા છતાં રાજ્યનો ભાર વહતો. એની પત્ની હાની નામે હતી, તેણે ધંધુસરમાં વિ. સં. ૧૪૪૫ ના ફાગણ સુદ ૫ ને સોમવારે (તા. ૧–૨–૧૩૮૯) વાવ કરાવી. મિતિ શબ્દોમાં તેમજ આંકડાઓમાં આપી છે. પ્રશસ્તિ રચનાર ત્રવાડી શ્રી રામ હતો ને કોતરનાર નારાયણ હતો.

મોકલસિંહે તેની રાજધાની વામનસ્થલી(વંથળી)માં ખસેડવાની અને કચ્છનાં સૈન્યો સાથેના તેના યુદ્ધની બાબતમાં કાઠિયાવાડ ગૅઝેટિયરના પૃ. ૪૯૭ પર આ પ્રમાણે જણાવ્યું છે : ઝફરખાને, પછી સુલતાન મુઝફ્ફરે, ઈ. સ. ૧૩૯૪ ના હુમલા પછી મંડલીક રજા પાસે ખંડણી લીધી ને તે પહેલાં તેણે, સુલતાન ફીરોઝ તુગલુકના વતી ગુજરાતના નાઝિમના ફરમાન અનુસાર પોતાની રાજધાની જૂનાગઢથી વંથળી ખસેડી પોતાના સ્વામીની આજ્ઞા માની હતી. નાઝિમે જૂનાગઢમાં થાણદાર મૂકેલો. આ રાજાના ફરમાનથી તેણે ધૂમલી પર કૂચ કરીને સમુદ્રકાંઠા પરના રાણાઓને વશ કર્યા.

મોકલસિંહે હરાવેલા કચ્છનરેશનું નામ આપવામાં આવ્યું નથી, પરંતુ એ પ્રાયઃ જાડેજા રાજા હતો.

---

* ઇ. કા, ન ૪૮

૧ તા. વંથળી, જિ જૂનાગઢ

पाठ

१. ॥ ७१ ॥ ॐ नमः श्रीगणेशायः[१] ॥ [२]कनक्वनकंकं [क]णक्वणितभृंगझंकारितं वि[च]-
द्रक[म]लालया करतले[न] संवाहितं[।*] रसालसदृशो भृशं

२. श्व(स्व)पदपद्य सत्पश्यतो जयाय जलशायिनः शयनतः प्रबोधोदयः ॥ १ श्रीचद्रचूड-
चूडाचंद्रं चूडासमत्वम धृतयन् । जयति नृपहंसवं-

३. शोत्तंसः संसत्प्रशंसितो वंशः । २ श्री[षं]गारस्तत्कुले खड्गलक्ष[क्षोणीक्षुण्णाशेष]-
विद्वेषिपक्षः । यत्रामित्रक्षत्रनक्षत्रमात्रत्रस्ताशिस्राशस्र-

४. श्रृक्सांध्यरागे । ३ तस्याभवत्ता[त्त ?]नुभवः क्षितिमूर्त्तिमीश.... शयाऽत्र विजयी जय-
सिंहदेवः । तीक्ष्णक्षुरप्रनखखंडितचडचौरमुंडा-

५. वली क[म]लकुड्मलमालयैव । ४ तस्माद्यस्य कृतिर्विजेष्य विकृतिः पापे कृते निःकृति-
र्योग्या यस्य मति[र्द्वि]जेष्वनुगतिर्दुष्टे-

६. षु नो संगतिः । विद्याया निचिति[र्गुरौ] परिचितिर्यस्या[गमे] निष्ठितिः संग्रामे विजिति-
र्महीपतिरिति ख्यात. क्षिता[३] भूपतिः । ५ जयसि ह-

७. देवतनुजो ननु यो मनुजोऽनुजोस्य दनुजारिगणो जलसीतलः कुलिनि मोकलसीत्यलसी-
भवन्मकल[को]मलसीतलनक(?) । ६ भूंभली-

८. भोगतृप्तेन भैरवेण ? पुरद्विपा । मुक्ता [मोक]लसिंहे[न] कतसी किल सीधुनः । ७
भूभृत्पल्लिरनीयत प्रतिभटैर्या जातु कच्छेश्वरैः पात्रा-

९. य प्रभुणापि सिंधु[पति]नाप्यल्पेन नि(?)न्येन वा[।*].... मित्र....रुषेव पुरुषैस्तां भूवल....
सु[द]-

१०. रयशाः श्रीमोकलः क्ष्मापतिः । ८ आदेशादिह देशदेशनमनु ? श्रीपातसाहिप्रभोः
सद्यो निर्मितनव्यभव्यभवनप्रासादशालादि-

११. भिः । वापी कूपसरोनिपानविविधोद्यानादिभिद्योतित श्रीमद्धाव(म)नधामनामनगर यद्राजधानी
जगुः । ९ बार्हस्पतीषौशनशीप्वधी[४]-

१२. ता ? चाणक्यमाणिक्यवचो विनीतः । कामंदकी[सु]दरमंदिरश्रीगदाधरो यस्य गृहेऽस्ति
मंत्री । १० तन्नं[दनो] नंदति वैज्यनाथ-ना-दग्रे-

१३. त्यरुजामृजाकृत् । कुमारभावेऽपि च येन सार[व्यापा]रभारो बिभरां बुभूषे । ११
हानीमिहानीय कृतार्थमा[नी स्थानी प्रधानी ]-

१४. कृतराजधानी । स्वं भासि संभावयमिति[५] स्म रभा दंभान्नृजृंभारिपुरं चिरंभात् । १२
धंधूसरस्युत्तम[लोकलाभ]लोभात्त-

---

१ विसर्ग २६ छे. २. क्वन॰ ३. वांचो क्षितौ.—सं.
४ ष्यौ ५. वांचो सभावयति.—सं.

१५. यापीदृगकारि वापी । आपीय पीयूषजलं न तापी तापं न पापं बुबुधे च पापी । १३
राजति यशःप्रशस्तिर्मधुरास्यास्ता

१६. ञ्चकार कोऽपि कविः । शरयुगमनुसंवश(त्स)र १४४५ वर्षे फागु(ल्गु)[ण*] सुदि
पंचमी [ सोमे । १४ ] - - प्रशस्तिकर्त्ता त्रिवाडि

१७. श्रीरामः[।*] सूत्र नारायण प्रशस्तिमुत्कीर्णा[१] । राज वाछा भार्या ब(बा)ई रतनी
सुता ब(बा)ई हानी[२] वापी कारापिता । सु(शु)भं भवतु । श्रीः ।

---

१. नारायणेन प्रशस्तिरुत्कीर्णा

२. हान्या

# બગસરા(શીલ)નો પાળિયાલેખ, વિ. સં. ૧૪૪૮*

આ શિલાલેખ જૂનાગઢ રાજ્યમાં બગસરા ( ઘેડ )[1] ગામના પશ્ચિમ ભાગમાં ઊભેલા પીળાશ પડતા પાળિયા પર કોતરેલો છે. એ ૧૦"×૬" માપનો છે ને ખરાબ હાલતમાં છે.

લેખ મોકલસિંહના રાજ્યનો છે, જે સ્પષ્ટતઃ ચૂડાસમા કુલનો હતો. તે પબાના પંચકુલનો નિર્દેશ કરે છે ને જણાવે છે કે વિ. સં. ૧૪૪૮ ના ફાગણ સુદ ૧ ને શુક્રવારે (તા. ૨૩–૨–૧૩૯૨ ) પતસીની માતા નાયકિ નામે સ્ત્રી સતી થઈ.

પાઠ

१. ॥ ɷ ॥ स्वस्ति श्री सव[त्*] १४४८ वर्षे श्रीः
२. ॥ मोकलस्य(सिं)हविजयराज्ये मह. पबा प-
३. ॥ चकुलप्रतिपत्तौ [बग]सरा ग्रामे
४. ॥ सामंतसुत पतसी मातु नायकि (?) फा-
५. ॥ गण सुदि प्रतिपदाया तिथौ
६. ॥ शुक्रदिने विना .... सगमनं....
७. ॥ सुभं भवतु

---

* ઇ. ઍ., નં. ૫૧
૧. તા. માંગરોળ, જિ. જૂનાગઢ

# ગોરેજનો પાળિયાલેખ, વિ. સં. ૧૪૫૦*

આ શિલાલેખવાળો પાળિયો માંગરોળની ઉત્તરે છએક માઈલ પર આવેલ ગોરેજ+ ગામમાં મળ્યો હતો. કોતરેલો ભાગ માપમાં ૧૫½" × ૮½" છે.

એ રાજા મોકલસિંહના વિજયરાજ્યમા વિ. સં. ૧૪૫૦ કે શાકે ૧૩૧૫ના ભાદરવા વદ ૨ ને સોમવારે (તા. ૨૪-૮-૧૩૯૩)‡ ગામની ગાયોનું રક્ષણ કરવા જતાં ગોરિજ ગામમાં પટેલ પૂનાના પુત્ર ભીમાકનું મૃત્યુ થયાનું નોંધે છે.

પાઠ

१. ॥ ७० ॥ स्वस्ति श्रीनृपविक्रमसवत् १४५० वर्षे शाके
२. १३१५ प्रवर्त्तमाने दक्षिणायने शरदॄतौ भाद्रप-
३. दमासे कृष्णपक्षे द्वितीयाया(या) तिथौ शो(सो)म(मे) अश्वि-
४. नीनक्षत्रे व्याघातनाम्नि योगे मेषस्थे च(चं)द्र(द्रे) राज-
५. श्रीमोकलसि(सिं)ह विजयराज्ये पटल पूना सु-
६. त प० भीमाकेन गोरिज ग्रामे गोग्रहे देहत्यागो
७. विहित[:] ॥ वाजा हदइ (?) विढणिसा पुरवस्थित (?)

---

* પ્ર. કા, નં. ૫૩

+ તા. માંગરોળ, જિ. જૂનાગઢ

‡ તિથિ-તારીખનો આ મેળ ચૈત્રાદિ તથા આષાઢાદિ વર્ષ પ્રમાણે બંધ બેસે છે.— સં.

નં. ૬૪

# ચોરવાડનો પાળિયાલેખ, વિ. સં. ૧૪૫૦*

આ શિલાલેખ જૂનાગઢ રાજ્યના ચોરવાડમાં+ નાગનાથ મંદિરમાં રહેલા પાળિયા ઉપર કોતરેલો છે. તેનું માપ ૧૫½″ × ૧૩″ છે.

લેખનો વિષય આ છે — ચૂડાસમા વંશમાં ગુહિલોત્તમ નામે વીર પુરુષ હતો. એનો પુત્ર શૂર હતો. શૂરના પુત્રનું નામ અવાચ્ય છે. એનો પૌત્ર પાથાક નામે હતો. શિવરાજે ચોરવાડ પર હુમલો કર્યો ત્યારે પાથાક ૩૬ સૈનિકો સાથે તેની સામે લઢ્યો પણ વિ. સં. ૧૪૫૦ શાકે ૧૩૧૬ ના ભાદરવા સુદ ૯ ને શુક્રવારે (તા. ૧૫–૮–૧૩૯૩) યુદ્ધમાં પડ્યો.‡ પતસી નામે તેની પત્ની પછી સતી થઈ.

લેખમાં જણાવેલો ચૂડાસમા વંશ જૂનાગઢ રાજવંશની ગૌણ શાખા લાગે છે.

પાઠ

१. ॥ ഗ० ॥ संवत् १४५० वर्षे भाद्रपद शुदि ९ शुक्रदिने पूर्व(र्वा)नक्षत्रे सौभाग्य नाम

२. योगे [1]तस्मिन् श्री शाके १३१६ प्रवर्तमाने दक्षिणायने सश[2] ऋतौ सं-

३. वत्स[र*] विक्र[म*] नाम । वंशे चू[डा]समानां च । नाम्ना [च] **गुहिलोत्तमे(मो)** धर्म्म-

४. कार्ये सदा युद्धे । सत्यार्थं नाम संसदि । १ तस्य पुत्रो रणे **शूर(रो)** नाम्ना

५. सूरो महामतिः । तस्मात् [वमातर ?]नामाऽभूत गुणैः ख्यातश्च भूपतेः । २

६. तस्य सूनुर्महातेजा **पाथाको** रणकोविदः । ज्ञानदानसदादेवपू-

७. जाऽर्चनपरायणः । ३ यदा श्री**शिवराजस्य** सैन्यं प्रचलितं महत् । [**चो-**]

८. रुआडे महाग्रामे युद्धं कर्तुं स[मा*]ययौ । ४ तदा ये कातरा भीता

९. केपि मध्ये स्थिता नराः । केपि युद्धमकुर्वाणा दृष्ट्वा सार्थो (?) बहि-

१०. र्ययौ । ५ सैन्यसागरमायातं गत्वा पार्श्वमुवाच ह । अहमत्र स्थि-

११. तो युद्धं मे सार्द्धं किं न कुर्वथ । ६ एवमुक्त्वा ततो युद्धं षट्त्रिंशत्

---

* ઇ. કા., નં. ૫૨

+ તા. માળિયા – હાટીના, જિ. જૂનાગઢ

‡ શ્રી. ડિસકળકરે આ તારીખ ચૈત્રાદિ વર્ષ પ્રમાણે આપી છે, પણ એ દિવસે ભાદરવા સુદ ૭ હતી અને શક વર્ષ ૧૩૧૫ હતુ. કાર્તિકાદિ વર્ષપદ્ધતિ પ્રમાણે આ તિથિએ તા. ૪ થી સપ્ટેમ્બર, ૧૩૯૪ આવે છે.—સં.

१. एतस्मिन्        २. शिशिर

१२. बलिभिस्तदा । कुर्वाणः सुरसघातरेकः सोयं महाभुजः । ७ एव
१३. रथाश्वपादातैरसंख्यातैरनेकधा । यदा ममार संग्रामे
१४. सुरस्त्रीभिस्तदा वृतः । ८ तस्य पुत्रस्य[3] चत्वारो देवसीहौ च
१५. सर्वण[ः*] सिंहाभिधाना(नः) सर्वे ते जयवंतो भवंतु ते । पटसी
१६. स्त्री स्वर्गं गतः(ता) सन् देवद्विजगुरुगोत्रजा प्रसातु[4] दीर्घायु-
१७. र्भवतु[।*]

---

३. पुत्रास्तु

४. प्रसीदन्तु के देव ... गोत्रजाणां प्रसादात्

# વંથળીના પાંચ પાળિયાલેખ, વિ. સં. ૧૪૬૯*

પાંચ પાળિયા પર કોતરેલા નીચેના પાંચ શિલાલેખ જૂનાગઢથી ૯ માઈલના અંતરે આવેલ વંથળીમાં મળ્યા હતા. આમાંના પહેલા ત્રણ પાળિયા હાલ જૂનાગઢ મ્યુઝિયમમાં જળવાયા છે. બાકીના બેનો ક્યાંય પત્તો નથી, પરંતુ સદ્ભાગ્યે તેઓની છાપ રાજકોટ મ્યુઝિયમમાં સચવાઈ છે. પહેલા ત્રણ પથ્થરનાં માપ અનુક્રમે ૧૬ ૩/૪"×૯", ૧૫ ૩/૪"×૧૧ ૩/૪" અને ૧૭ ૩/૪"×૬ ૩/૪" છે. તે બધા સારી હાલતમાં છે.[1]

બધા શિલાલેખ એક જ મિતિના છે – વિ. સં. ૧૪૬૯ના જ્યેષ્ઠ સુદિ ૭ ને રવિવાર (તા. ૭-૫-૧૪૧૩). તે સમયે મોકલસિંહના પુત્ર રાજા મેલિગદેવનું રાજ્ય હતું. આ રાજા જૂનાગઢ અને વથળીમાં રાજ્ય કરતા ચૂડાસમા વંશનો હતો. ઉપર જણાવેલા દિવસે મુસલમાનો સાથે યુદ્ધ કરતાં અનેક સૈનિકો યુદ્ધમાં મૃત્યુ પામ્યા. નીચેના પાંચ પાળિયા તેમાંના પાંચ યોદ્ધાઓના છે.

પહેલો લેખ જણાવે છે કે યાદવ કુલના ચૂણાના પુત્ર વેણુનો પુત્ર પાતાક જેની અવટંક 'બૂબા' હતી તે બાદશાહની સેના સામે યુદ્ધ કરતાં રણાંગણમાં મૃત્યુ પામ્યો, પરંતુ બાળકો, વડીલો વગેરે તથા અઢાર રાજપુત્રો સલામત રીતે જૂનાગઢ પહોંચ્યા.

બીજો લેખ નોંધે છે કે બારડ નુઘણનો પુત્ર નૂભા મૃત્યુ પામ્યો. ત્રીજા લેખમાં દાસાના પુત્ર વેલાયુલનું મૃત્યુ નોંધ્યું છે. ચોથામાં જાદવ મેરાના પુત્ર મેઘાનું ને છેલ્લા લેખમાં પઢીઆરીયા આટાના પુત્ર રાઉત ચાંપાનું મૃત્યુ નોંધવામાં આવ્યું છે.

આ યુદ્ધ વંથળીમાં ગુજરાતના સુલતાન અહમદ અને ચૂડાસમા રાજા મેલિગ વચ્ચે થયેલું, જેમાં મેલિગને પરાજિત કરી જૂનાગઢ તરફ હાંકી કાઢેલો. 'મિરાતે-સિકંદરી'ના આ વિધાનને વર્તમાન શિલાલેખો સમર્થન આપે છે.

---

* ઇ. ક, નં. ૬૪

૧. ભાપ્રાશોસં, સૂચિમાંના લેખ નં. ૧૨૨ અને ૧૨૩ અનુક્રમે આમાંના લેખ નં. ૩ અને ન. ૧ લાગે છે. એમાં વર્ષ અનુક્રમે ૧૪૦૯ અને ૧૩૬૯ વચાયેલાં. — સં.

पाठ

(१)

१. [ संवत् १४६९ ] वर्षे ज्येष्ठ शुदि ७ रवौ श्रीवा[म"]नपुरे
२. वैरिवर्गवन[दा]वानल महाराण श्रीमोकल-
३. सिंहसुतश्रीमेलिगदेव विजयिराज्ये बूबावटं-
४. कयादव राज चू[णा] सुत राज [वे]णु तत्सुत राज पा-
५. ताकः समायातश्रीपातसाहसैन्यैः सम युद्ध कुर्व-
६. न् संग्राम[1] मृतः । अष्टादशभिः संस्थितै राजपुत्रैः
७. सबालस्थवि[रा]ः पौराः श्रीजीर्ण[प्रा]कार [क्षेमे]न ग[ताः]

(२)

१. संवत् १४६९ वर्षे जेष्ठ[2] शुदि ७
२. रवौ श्रीवामनपुरे महारा-
३. णश्री मेलगदे विजयराजं
४. प्रशस्ति सजाते तुरष्कैः स-
५. ग्रामे बा[र]ड नु[घ]ण सुत नू-
६. भा रिणसंग्रामे मृत्य श्री

(३)

१. संवत् १४६९ [व]र्षे जेप्ठ[3] शुदि ७ रवौ श्रीवाम-
२. नपुरे महारा[ण]श्रीमेलगदेविज[य]-
३. राज्य प्रशस्ति सजाते तुरष्कैः संग्र-[4]
४. मे दासा चाचा सुत वेलायुल सग्रा[मे] मत्यः

(४)

१. सवत् १४६९ वर्षे ज्येष्ठ शुदि ७ रवौ ।
२. श्रीवामनपुरे महाराणश्रीमेल-
३. गदे विजयराज्य प्रशस्ति संजाते ।
४. तुरष्कैः संग्रामे जादव मेरा सुत ।
५. मेघा रिणसग्रामे मृत्यः श्री

---

१ वांचो सग्रामे. — स.  २ वांचो ज्येष्ठ — स.
३ वांचो ज्येष्ठ — स.  ४. वांचो सग्रा- — स.

(५)

१. ॥ ०५० स्वस्त श्रीमन्नृपविक्रमार्कसमयातीत
२. आषाढादि संवत् १४६९ वर्षे ज्येष्ठ मासे शुक्ल
३. पक्षे सप्तम्यां तिथौ रविदिने राणश्रीमेलिग[राज्ये]
४. पढीआरीया झाटासुत राउत चापा **वामनस्थ-**
५. लीभंगे युद्धं कत्वा[५] स्वर्ग प्राप्ता शुभं भवतु[।*]
६. शूरः सत्यपरो रणे परबल भत्ता गुणाना नि-
७. धिः संग्रामे यवनै ⏑-⏑⏑⏑⏑ दातादितां
८. यो गतः[।] भानोर्मंडलमाशु **वामनपुर**[६] भित्वा ध-
९. नाढ्यो गतो भग्नो झाटसुतो हतः सुभटतालं
१०. कार चंपाह्वय· ॥ १ ॥

---

૫. વાંચો कृत्वा.—સ.    ૬. વાંચો °पुर.—સં.

નં. ૭૦

# મેસવાણનો પાળિયાલેખ, વિ. સં. ૧૪૭૦*

આ લેખ મેસવાણ[1] ગામના પૂર્વભાગમાં ઊભેલા પીળાશ પડતા રંગના પાળિયા પર કોતરેલો છે.

એ નોંધે છે કે (સ્પષ્ટતઃ ચૂડાસમા વંશના) રાજા મેલિગના રાજ્યમાં વિ. સં. ૧૪૭૦ના આષાઢ વદિ ૭ને સોમવારે (તા. ૯–૭–૧૪૧૪) મેસવાણમાં સંગ્રામમાં ઘણાણીઆ જ્ઞાતિના આહીર વીતા મૃત્યુ પામ્યા.

પાઠ

१. ॥ स्वस्ति श्री संवत् १४७० वर्षे आषा-
२. ढ वदि ७ सोमे उत्तरा नक्षत्रे मीनस्थे चंद्रे
३. मेसआण ग्रामे:[2] महाराज्यश्रीः मेलगरा-
४. ज्येः[3] घणाणीआ म-जलसुत घणीआ
५. ना आहीर वीता संग्रामे गाम भागता मृत्यः

---

* ઇ. કા., નં. ૬૫ ૧. તા. કેશોદ, જિ. જૂનાગઢ ૨–૩. વિસર્ગ રદ કરો. — સં.

# વાઘેલાણાના બે પાળિયાલેખ, વિ. સં. ૧૪૭૧*

વાઘેલાણા જૂનાગઢ રાજ્યના કુતિયાણા મહાલમાં લીંબુડાની[1] પશ્ચિમે ત્રણ માઈલ પર આવેલું ઘણું નાનું ગામ છે. નીચેના બે લેખ ત્યાં કૂવા પાસે ખોડેલા બે પાળિયા પર કોતરેલા છે. પહેલો લેખ લંબાઈમાં ૧૬" અને પહોળાઈમાં ૧૨" છે, જ્યારે બીજો લેખ લંબાઈમાં ૧૬" અને પહોળાઈમાં ૧૬" છે.

બંને લેખ એક જ મિતિના છે — વિ. સં. ૧૪૭૧ ના ભાદ્રપદ વદિ ૪ ને શનિવાર (તા. ૨૪-૮-૧૪૧૫) ને રાજા મેલિગના રાજ્યકાલના છે. બંને લેખ ઘામલીયા જ્ઞાતિના બે માણસોનાં વાઘેલાણામાં થયેલ મૃત્યુ નોંધે છે.

પાઠ

(૧)

१. ॥ ૭० ॥ संवत् १४७१ वर्षे भाद्रपद
२. मासे क्रिष्णपक्षे ४ चतुर्थ्यां तिथौ
३. तिथौ शनि (?) दिने अद्येह वाघेला-
४. णाग्रामे महाराणा श्रीमेलिगवि-
५. जयराज्ये घामलीया सां-
६. डा सुत घामलया....
७. — — — — — — — — —
८. — — — — — — — — —

(૨)

१. ॥ ૭० ॥ संवत् १४७१ वष भाद्रप-
२. दमासे कृष्णपक्षे ४ चतु-
३. र्थ्यां तिथौ शनि (?) दिने अ-
४. द्येह वाघेलाणाग्रामे
५. महाराणा श्रीमेलिगवि-
६. जयराज्ये घामलिया
७. साडा सुत घामली .... ....
८. धारातीर्थे रह्यु ॥

---

* પ્રા. કા., નં. ૧૬

1. તા. માણાવદર, જિ. જૂનાગઢ

નં. ૭૩

# વંથળીનો શિલાલેખ, વિ. સં. ૧૪૭૨*

આ શિલાલેખ જૂનાગઢ રાજ્યના વંથળી શહેરથી અર્ધા માઈલના અંતરે કપિલાશ્રમના કૂવામાં લગાવેલો છે. એ ઘણો ઘસાઈ ગયો છે, પરંતુ સદ્ભાગ્યે મહત્ત્વનો ભાગ જળવાયો છે. એનું માપ ૧૭"×૧૩½" છે.

લેખ ચૂડાસમા રાજા મેલિગનું નામ અને એને માટે વિ. સં. ૧૪૭૨(ઈ. સ. ૧૪૧૬)ની[1] મિતિ આપે છે.

પાઠ

१. स्वस्ति श्री .... साय नाम
२. श्रीविक्रम सं १४७२ वर्षे
३. .... मासे .... ....
४. .... .... श्रीमेलिग
५. विजय .... .... .... .... वरा
६. – – – – – – – –
७. .... .... .... .... .... .... श्री
८. .... .... .... .... ५ श्री . . . .
९. ... १२ .... .... .... .... .... ....

---

* ઈ. કા., નં. ६७

૧. માસ વગેરે અવાચ્ય હોઈ, આ વિક્રમ વર્ષ બરાબર ઈ. સ. ૧૪૧૫–૧૬ ગણાય, માત્ર ઈ. સ. ૧૪૧૬ નહિ.—સં.

# જૂનાગઢનો શિલાલેખ, વિ. સં. ૧૪૭૩*

નીચેનો મહત્ત્વનો શિલાલેખ જૂનાગઢ શહેરથી ગિરનાર જવાના માર્ગ પર પ્રસિદ્ધ દામોદર કુંડ પાસે આવેલા રેવતી કુંડની પૂર્વે આવેલ 'મહાપ્રભુજીની બેઠક' તરીકે ઓળખાતા સ્થાનકની દીવાલમાં લગાવેલ પથ્થરની તકતી ઉપર કોતરેલો છે. કોતરેલો ભાગ જે સારી હાલતમાં જળવાયો છે તે લંબાઈમાં ૧' ૯" અને પહોળાઈમાં ૧૦" છે.

શિલાલેખ રિ. લિ. એ. રિ. બો. પ્રે. ના પૃ. ૨૪૩ પર અને ફરી પૃ. ૩૬૧ પર પ્રકાશિત થયો હતો.

લેખનો આરંભ વિનાયક દેવની સ્તુતિથી થાય છે. પછી સારા કાવ્યમાં દામોદરની સ્તુતિ કરી છે. પછી ચૂડાસમા રાજાઓની વંશાવળી આ પ્રમાણે આપવામાં આવી છે— યદુવંશમાં મંડલીક નામે રાજા હતો, જેણે મુદ્દગલો(મુસલમાનો)ને જીત્યા હતા. એનો પુત્ર મહિપાલ હતો, જેનો પુત્ર ખંગાર હતો. એ સંગીતકલાનો આશ્રયદાતા હતો. એણે અઢાર દ્વીપ જીત્યા અને સોમનાથની મૂર્તિ સ્થાપી હોવાનું કહ્યું છે. એનો પુત્ર જયસિંહ હતો, જેનો પુત્ર મુક્તસિંહ હતો. મુક્તસિંહનો પુત્ર મંડલીક હતો. મંડલીકનો નાનો ભાઈ મેલિગ હતો, જેનો પુત્ર જયસિંહ હતો. આ જયસિંહના સૈન્યનો સેનાપતિ પાટિ (?) નરસિંહદેવનો પુત્ર દામોદર હતો. ઝિંઝરકોટ(ભાવનગર રાજ્યનું ઝાંઝમેર, તલાજાથી દક્ષિણે બાર માઈલ)માં થયેલા યુદ્ધમાં એણે મુસલમાનોનો પૂરો પરાજય કર્યો. એણે વિ. સં. ૧૪૭૩ ના જ્યેષ્ઠ સુદ પાંચમ ને શુક્રવારે (તા. ૨૧–૫–૧૪૧૭) યાત્રિકો અર્થે મઠ કરાવ્યો. લેખ નાગર જ્ઞાતિના ધાંધલના પૌત્ર અને મંત્રિસિંહના પુત્ર શ્યામલે રચ્યો હતો. એને જાલ્હાના પુત્ર કરણે[1] કોતરેલો.

મઠ હાલમાં મહાપ્રભુજીની બેઠક તરીકે ઓળખાય છે.

---

* ઈ. કો., નં. ૬૮ ૧. કરણાએ—સં.

पाठ

१. ॥ ७१ ॥ उँ नमो विनायकाय ॥ योगींद्रैर्मुनिपुंगवैरनिमिपैर्यो भक्तिवश्यः पर न ध्यानेन न चेज्यया न तपसा

२. धर्तुं हृदाप्याप्यते ॥ गोप्यासौ नव[नीततस्करप]रो बद्धो गवां दामभिः स्थाणुत्वं निरमोचयद्द्रु[वरयो]र्दामो-

३. ॥ दरोव्याज्जगत् ॥ १ **मंडलीकनृपतिर्यदुवंशे** यो बभूव युधि **मुद्गलजेता** । श्रीकरी-सहितभूपतिसेव्य-

४. ॥ स्तस्य सूनुरभवन्**महिपालः** ॥ २ तत्तनयोवरिभर्ता **खंगारो** नादवेदमुद्धर्त्ता । द्वीप-नवद्वयहर्त्ता **सोमेश**स्था-

५. ॥ पनाकर्त्ता ॥ ३ भूरुक्मदानपरितोषितभूमिदेवस्तन्नंदनः समभवज्**जयसिंहदेवः** । वर्णा-

६. श्रमस्थितिकरो नृप**मुक्तसिंह**स्तस्मादरिद्विरदविक्रममुक्तसिंहः ॥ ४ **मधुपनृपति**शुद्धे-रतीर्थराडन्यना-

७. र्यां जनितनिजजनित्रीतुल्यबुद्धिर्वदान्यः । समितिसुभटमुख्यो **मंडलीक**स्तदीयोजनि च त-

८. मनुजन्मा **मेलिग**[:*] स्थूललक्षः ॥ ५ भीताभयदव्रतवरनृपमेलिगनंदनश्च **जयसिंहः** । अस्ति च

९. तस्य तु राज्ये यदुसामंतसै[न्यपे] समये ॥ ६ अभिषेणयितुमुपेतं **झिंझरकोटस्य** परिसरे स-

१०. ॥ [म]रे । यो हत्वा **यवनबलं** मुमोच धर्माध्वनाशेषं ॥ ७ संवद्रामतुरगसागरमही-सख्येथ

११. ज्येष्ठे सिते पंचम्यां भृगुवासरे व्यरचयत्षट्कृष्णषट्कर्मकृत् । पाटिश्रीनरसिंहदेवतनयो दा-

१२. ॥ मोदरः पूर्वजानुद्धर्तु यतियात्रिकोपकृतये तिष्ठत्वखंड मठं ॥ ८ नागराभ्यंतराज्ञाति-द्विजधाधलनंदनः

१३. मंत्रिसिंहस्तस्य सुतः प्रशस्तेः श्यामलः कविः ॥ ९ इति स. १४७३ वर्षे सूत्र जाल्हासुत सू० करणाकेन

---

# ચોરવાડનો પાળિયાલેખ, વિ. સં. ૧૪૮૫*

આ શિલાલેખ ચોરવાડમાં[1] નાગનાથ મંદિરની દક્ષિણે હાલ પડી ગયેલા પાળિયા પર કોતરેલો મળ્યો છે. એનું માપ ૧' ૪½" લંબાઈમાં અને ૧૧" પહોળાઈમાં છે.

એ મહારાણા જયસિંહ, જે સ્પષ્ટતઃ જૂનાગઢનો ચૂડાસમા રાજા હતો, તેના વિજયરાજ્યમાં વિ. સં. ૧૪૮૫ના જ્યેષ્ઠ સુદિ ૬ ના રોજ (તા. ૯-૫-૧૪૨૯) યુદ્ધમાં કોહના સુત નાનાનું થયેલું મૃત્યુ નોંધે છે.

પાઠ

१. संवत् १४८५ वर्षे जे-
२. ष्ट सुद ६ महाराण जे-
३. सिंगराज्ये....कोह
४. सुत नान मृत्यः

---

* ઇ. ક્ષ., નં. ૬૯
૧. તા. માળિયા-હાટીના, જિ. જૂનાગઢ

નં. ૭૬

# મેસવાણનો પાળિયાલેખ, વિ. સં. ૧૪૮૮*

આ શિલાલેખ મેસવાણ× ગામના ઊગમણા પાદરમાં ઊભેલા પાળિયા પર છે. એનું માપ ૧' ૫" × ૯" છે,

એ રાજા મહીપાલદેવના રાજ્યમા વિ. સં. ૧૪૮૮ ના માગસર સુદ ૫ ને બુધવારે (ઈ. સ. ૧૪૩૨) ગાયોનું રક્ષણ કરતાં ખવા+ નામે આહીર મૃત્યુ પામ્યાનું નોંધે છે.

પાઠ

१. ॥ ൘ संवत् १४८८ वर्षेः[१] मागसर
२. ॥ सुदि ५ बुधे[२] अद्येह मेसूआण
३. ॥ ग्रामात् महाराज्य श्रीः महपालदे-
४. ॥ राज्ये पूर्वानक्षत्रे धनस्थे चद्रे घणा-
५. ॥ णीआ आहीर.........सुत षे-
६. ॥ वा गौग्रहे विष्णुचरणं वासः ॥

---

* ઇ. કા., નં. ૭૦ × તા. કેશોદ, જિ. જૂનાગઢ + પાઠમા 'ખેવા' છે.—સં.

૧. વાંચો વર્ષે.—સં. ૨. તિથિ-વારનો મેળ મળતો નથી. માગ સુદ ૨ જે બુધવાર હતો.—સ.

# મેસવાણનો પાળિયાલેખ, વિ. સં. ૧૪૯૫*

આ શિલાલેખ મેસવાણ+ ગામના ઊગમણા પાદરમાં ઊભેલા પાળિયા પર કોતરેલો છે.

એ નોંધે છે કે (સ્પષ્ટતઃ જૂનાગઢના ચૂડાસમા વંશના) રાજા મહીપાલના રાજ્ય-કાલ દરમ્યાન વિ. સં. ૧૪૯૫ના માઘ સુદ ૩ને રવિવારે (તા. ૧૮-૧-૧૪૩૯) ગાયોની વહારે ધાતાં મેસવાણ ગામમાં ઘણાણીયા પૂંજાનું યુદ્ધમાં મૃત્યુ થયું.

પાઠ

१. ॥ ७० ॥ स्वस्ति श्री सवत् १४९[५] वरिषे माघमासे सुक्लपक्षे ३ रवौ

२. पूर्वानक्षत्रे कुंभस्थे चंद्रे राण श्री महिपालविजयराजे

३. घणाणीया मंदीउत्र[१] घटीया सुत घणाणीया पूंजा

४. मेसुयाणग्रामे गौग्रहे मृत्यः । विष्णुचरणे वासः ॥

---

+ ઇ. કા., નં. ૭૧ × જુઓ લેખ નં. ૭૬.

ન. ૭૮

# જૂનાગઢ(ઉપરકોટ)નો શિલાલેખ, વિ. સં. ૧૫૦૭*

આ શિલાલેખ જૂનાગઢમાં ઉપરકોટ કિલ્લાની દીવાલમાં લગાવેલો છે. એ પ્રાયઃ વિજેતા મુસલમાનો વડે ઠીક ઠીક ટોચાયો હોઈ પૂરેપૂરો વાંચી શકાતો નથી. સદ્‌ભાગ્યે કોઈ મહત્ત્વનો ભાગ નષ્ટ થયો નથી. કોતરનારે એનું કામ નિ:શંક સારી રીતે કર્યું છે. કોતરેલા ભાગનું માપ લંબાઈમાં ૨′ ૮″ અને પહોળાઈમાં ૧′ ૬″ છે. એ ગદ્યમાં તેમજ પદ્યમાં છે. લેખની ભાષા ઘણે અંશે સંસ્કૃત છે પણ કોઈ વાર પ્રાકૃત રૂપો છૂટથી પ્રયોજાયાં છે, જે સમજવાં કંઈક મુશ્કેલ છે.

લેખનો આરંભ વિ. સં. ૧૫૦૭ના માઘ વદિ ૫ ને ગુરુવારની મિતિ (તા. ૨૧-૧-૧૪૫૧)થી થાય છે, જે ફરીથી ૨૪ મી પંક્તિમાં આંકડામાં તથા શબ્દોમાં આપવામાં આવી છે. એ પછી જણાવે છે કે સ્તંભતીર્થ (અર્વાચીન ખંભાત)ના રહેવાસી દેવાના પુત્ર હાસા નામે વેપારી વગેરેની વિનંતીથી, સૌરાષ્ટ્ર દેશમાં જૂનાગઢ(જીર્ણ-દુર્ગ)માં રાજ્ય કરતા યાદવ વંશના રાણા મેલગદેવના પૌત્ર અને મહીપાલના પુત્ર રાજા મંડલીકે પોતાના રાજ્યાભિષેક સમયે અગિયારસ અને અમાસે તો હિંસાનો નિષેધ ચાલુ હતો, તે ઉપરાંત પાંચમ, આઠમ અને ચૌદસે પ્રાણી-વધનો નિષેધ ફરમાવ્યો. શિલાલેખનો હેતુ આ છે. પરંતુ ગદ્યમાં અને ફરી પદ્યમાં મંડલીકના આ દયાકાર્ય માટે એની વારંવાર કરવામાં આવેલી પ્રશંસાએ લેખને ઘણો લાંબો કર્યો છે.

શિલાલેખમાં જૂની ગુજરાતીનાં થોડાં રૂપ પ્રયોજાયાં છે.

---

* ઇ. કા., નં. ૭૬

पाठ

१. [ओं स्व]स्ति श्री संवत् १५०७ वर्षे माघ[वदि पं]चमी दिने गुरुवा[रे] सौ[रा]-
ष्ट्रदेशे श्री[जीर्णदुर्गे] श्री[याद]ववंशे राणा श्रीमेलगदेसुत [रा]उल श्रीमहिपालदेसुत
[राव]श्री मंडलिकप्रभुणा य-

२. ....तापगुरुणा सर्व्वजीवकरुणाकरणतत्परेण [औ]दार्यगां[भीर्यचातुर्य]शौर्यादिगुणरत्नरत्ना-
करेण स्वराज्यपट्टाभिषेकावसरे स्तंभतीर्थवास्तव्य सा. देवा सुत हांसा....गदी मध्य ?
सर्वराजकुली....

३. ....समस्तजीवअभगदानकरण[प्रसा]दकारकेण पंचमीअष्टमीचतुर्दशीदिनेषु सर्व्वजीव
अमारी कारिता । राज्याभिषेकभव[ना]नंतरं सिंहासनोपविष्टेन श्रीमंडलिकराजाधिपेन
श्रीअमात्य-

४. ....य लिखितं स्वहस्तलिखितश्रीकारसहितं समर्पितं । पुरापि एकादशी आमावास्ये
पाल्यमाने स्तः संप्रति एव शिष एतेषु पंचमी अष्टमी एकादशी चतुर्द्दशी अमावा-
स्यादिनेषु राजाधिराजश्रीमंडलिक[प्रभु]-

५. णा सर्व्वश्रेयः कल्याणकारिणी सर्व्वदुरितदुर्गोपसर्गनिवारिणी सर्वजीव अमा[रि कार्यमा]-
णा चिरं विजयतां । प्रथमं श्री-उगनि जीवकरुणासंज्ञबीजां लोकसमस्तजीवन–णा
स....कीमार

६. ....चर्डीमार सिंचानका....धि आहेडा न करइ चोरन मारि वा । बावर खांट तुरक
एहेद्याहडे....कोई न विणा स-चि ऊदसी-ई-मीलाई कुभका[र]पंचदिन नीमी[ते]न
-इ । जिको

७. ....इतेहनी घाणं भगकारकए अ....श्रीमंडलीकनाथाप्या । आ[धारा]वकण[इ]-लिबा ।
तेहनई गुणा-सिइ । जिदो-लो मुंकइ । ए दोषते....अमा[रि] प्रवत्ता वणहार
श्रीमंडलीकप्रभुकइं आशी-

८. ....णी इ छ इ ।। श्लोक काव्य । सर्वज्ञ[: शि]वमातनोतु सविता चारोग्यमिंदुः
श्रिय भौमः शत्रु....बुधश्च....ध धियं गीःपतिः । सौभाग्यं भृ[गुजः] शनिश्च विभुतां
राहुः प्रतापोद्यतां केतुः कीर्ति....

९. [सु]ख च द[द]तां श्रीमंडलीके प्रभौ ।। श्रीभूयात् ।। अथ प्रशस्तिकाव्यानि ।।
श्री[मान्] श्रीयदुभूपतिर्गुणगणैः स्यातः प्रभूतै[रभूत्] सर्व्वस्योपकृते कृतः कृतय-
[शो]लंकारता सं........। त्परम-

१०. ....वरा जीवादिरक्षापरा । जज्ञुः पादवीन्नयेद् गुरुतरां श्रीमंडलीकप्रभुः [।।१]-
दैत्यानां....शिक्षया [त्रिभुवने दै]त्यारिता नामतो । लेभे येन यशःप्रताप-जुषा
माहात्म्य....।...श्रीपुरुषे....इदं स्थानं

११. ....हृष्यति । ज्ञात्वा **मंडलीका**ह्वभूपनिहितां जीवेषु गुर्वी दयां । २ यस्माद्यद्वंशजातो नयविनययुतो **मंडलीको** नरेशः । सर्व्वा स्व[–]द....जी....दधानः [।*] सर्व्वांगी सु–प सुख....

१२. लभ्यते भूरिभाग्यै[ः*] । जुष्टः स्या....धन्यो भवति रिपुभरैरुत्कटैरप्यसंख्यैः । ३ । श्रीनेमिस्वामिनाथः सकल....वधः–ग....द्र........कृष्णानुज........मसुमतिर्जुषा स....पि हेतो....ऽपि प्रा ?

१३. कृतोऽयं यदुकुलतिलकः प्रौढपुण्याश्च....[चं]चत्कारुण्यभाजा क्षितितलवलये **मंडलीक**.... ।४।....मभूत्....श्रीनमिः प....वादिभिरभूदेव... पि प्राकरः

१४. रः प्रशस्यसुकृतैः श्री**जीर्णदुर्गा**भिधः । स....तेजावपालनकृता श्री**मंडलीके**न तत् ॥ ५ नैके भूपतय–दान....ऽया....रा. य....वाप्तस-यः....वयः स... : । के-

१५. वंदने प... सं....ससत्संबधः । वि....निवसंति निर्मलगुणाः श्री**मंडलीके** नृपे ॥ ६ भूपाव....विलसत्तेजः ....स्थं....

१६. सा निधिर्विलसति श्री**मंडलीको** नृपो । यद्वद्वास्य....स्वतिप्रसरति क्वैते गुणाः संतताः ॥ ७ आदित्यः प्रबलप्रता....ताप्यत्वमभ्य....सुवः शा....शुपते... मां च....

१७. ....शुक्रो बलं प्रोल्बणं । शौरिः केतुयुतो निरस्तरिपुतां श्री**मंडलीके** व्यधुः ।। ८ या वेदेषु पुराणसुस्मृतिमहासिद्धात....प्रोक्ता जीवद....मृ....लकरी मा... रि

१८. ....ऽष्टमिपंचमी प्रभृतिषु श्री**मंडलीके**न सा ॥ ९....शस्य प्रभावादमरमृगदृशावामुखी ....तिभाऽ....साविध....कार्येष्व....नामा....विविध दे....

१९. ....जीवामारिमर्हां सृजति नरपतिर्मंडलश्रियायुक् ॥ १० कीर्तिः स्फूर्तिमुपैति सद्‌गुणतति-र्व्याप्नोति सर्वा दि[शः]....नि भयनि....क....घ....न्निर्णितैः । ता श्रीजंतुदया विचार-चतुरः श्री**मंडलीकः**

२०. [कु]र्व्वाणः स विशेषमेष लभते पूर्वोक्तमेतत्समं ॥ ११ श्राद्धाः श्री**मेलगाद्याः** पुनरपि नितरा श्री**महीपाल**....यादव....त....तो....भूरिदानाति....जनयति........दानं पशूना म-

२१. श्री**मंडलीको** गुरुतरर्महिमाप्राप्तिहेतौ निदानं ।। १२ येन न्यायसमन्वितेन विदुषा सद्दानशौर्यादितः ।....मिः....क....क्रमौ । नीयंते स्मृतिगोचरः सुकृतिनो....या श्रिया । स श्री**मंडलिका-**

२२. [रव्य]भूपनिरसून् रक्षंश्चिरं नंदताम् ।। १३ सर्वेषां यः पशूनाम् भयवितरणा मुख्यदानं प्रदत्ते । नृण्या मे....नानास्थल....भुवा स्वस्य राज्याभिषेके । चातुर्दश्यादि पमभि.... स्वष्टमीषु....

२३. तोः स जयति नृपतिर्मंडलीकः श्रियाढ्यः ॥ १४ यत्साम्राज्याभिषेके गगनतलगता- स्तारका मौचिकंति । ज्योत्स्नाशाली सुधांशुः श्रितसकलकलो नालिकेरायते] च स्थ....शाले दशविपुलहरिस्तुद-

२४. ....णयोयं । या....यंति प्रतिदिशतु सुखं मंडलीकः प्रजाना । १५ सप्तर्षि ७ खे ०....१ मितेऽत्र वत्सरे १५०७ । श्रीजीर्णदुर्गे व[दि] माघमासि वै । वारे गुरौ पंचमिकादिने शुभे । श्रीमंडलीके....सद्या ॥ [१६]

२५. [यावन्] मेरुगिरिः स्थिरो वसुमती यावत्स्थिरा(रो) चंद्रमाः । सूर्योयं तपति प्रताप- परितो याव...निधेः । तावज्जीवदयादिपुण्यनिरतः संपद्भिरत्याश्रितः । श्रीमान् मंडलिक- प्रभुर्वि[जयते रा]जाधिराजः [क्षितौ] इति प्रशस्तिः ॥ श्रीः ॥

---

નં. ૭૯

# ગિરનારનો શિલાલેખ,* (લગભગ વિ. સં. ૧૫૧૦[1])

આ શિલાલેખ પ્રસિદ્ધ ગિરનાર પર્વત પર દેવકોટના પ્રવેશની ડાબી બાજુએ, લોકોમાં 'રા ખેંગારનો મહેલ' તરીકે ઓળખાતા નેમિનાથના મંદિરની દીવાલમાં ચણેલી ઘણી મોટી પથ્થરની તકતી ઉપર કોતરેલો છે. આ તકતીમાં પૂરા લેખનો સમાવેશ થતો નથી ને લાગે છે કે બાકીનો ભાગ બીજી તકતી પર કોતરાયો હશે. પરંતુ બીજી તકતીનો પત્તો લાગ્યો ન હોઈ આપણે આ અધૂરા લેખથી સંતોષ માનવો રહ્યો. તકતીનો ઉપલો ડાબો ખૂણો તૂટી ગયો છે, બીજી બધી રીતે લેખ સારી હાલતમાં જળવાયો છે. લેખ કોતરેલો ભાગ લંબાઈમાં ૩૬'' અને પહોળાઈમાં ૨' છે. આ પ્રશસ્તિ રચનાર કવિ નિઃસંશય વિદ્વાન માણસ હતો, પરંતુ એના વિચારો ઘણી વાર દૂરાકૃષ્ટ છે ને દુર્બોધ છે. લેખ ઘણી સારી રીતે કોતરાયો છે, છતાં દરેક પ્રકારની વ્યાકરણની ભૂલોથી ભરપૂર છે.

આ મહત્ત્વનો લેખ પહેલાં 'જર્નલ ઑફ ધ બૉમ્બે બ્રાન્ચ, રૉયલ એશિયાટિક સોસાયટી,' પુ. ૧, પૃ. ૬૪ પર અને ફરી 'ઍન્ટિક્વિટિઝ ઑફ કાઠિયાવાડ ઍન્ડ કચ્છ,' પૃ. ૧૫૯ માં અને રિ. લિ. ઍ. રિ. બૉ. પ્રે., પૃ. ૩૪૭ માં પ્રસિદ્ધ થયો હતો.

એનો આરંભ વિદ્યાની દેવી(શારદા)ની સ્તુતિથી થાય છે. બીજા અને ત્રીજા શ્લોકોનો અર્થ સ્પષ્ટ નથી, પરંતુ બીજો શ્લોક સૂર્યદેવની સ્તુતિનો લાગે છે. ચોથા શ્લોકમાં દેવી અંબિકાની સ્તુતિ છે. પછી ત્રણ વધુ શ્લોકોમાં 'ઉજ્જયંત' તેમજ 'રૈવત' નામે ગિરનાર પર્વતનું નિરૂપણ છે. આઠમા શ્લોકથી હરિમાંથી ઉદ્ભવેલા કુલનું નિરૂપણ છે, જેમાં શિવ, અંગજ(મદન), અચ્યુત (કૃષ્ણ), બલ(રામ) વગેરે જન્મ્યા. યાદવ નામે એ પ્રસિદ્ધ વંશમાં મંડલિક નામે મહાન રાજા જન્મ્યો, જેણે સોનાથી મઢેલું નેમિ(નાથ)નું મંદિર બંધાવ્યું. એનો પુત્ર નવઘણ હતો, જેના પુત્ર મહિપાલદેવે પ્રભાસમાં સોમનાથનું મંદિર બંધાવ્યું. એનો પુત્ર ષંગાર (ખંગાર) હતો, જેનો પુત્ર જયસિંહદેવ હતો. જયસિંહદેવને મોકલસિંહ નામે પુત્ર હતો, જેને મંડલીક નામે પુત્ર હતો. સત્તરમા શ્લોકથી એકવીસમા શ્લોક સુધી આ રાજાની અતિશય પ્રશંસા કરી છે. રાજવંશનો વૃત્તાંત આ રાજાથી પૂરો થતો હોઈ એમ ધારી શકાય કે લેખ એના સમયનો છે. છેલ્લા મંડલીકે વિ. સં. ૧૫૦૬ થી ૧૫૨૭ સુધી રાજ્ય કરેલું, તેથી આ લેખ એ સમયનો, પ્રાયઃ વિ. સં. ૧૫૧૦(૧૪૫૨ ઈ. સ.) નો છે. ચોવીસમી પંક્તિ જે આ તકતી પરની છેલ્લી પંક્તિ છે તેમાં શાણ નામે જાણીતા વેપારીનું વર્ણન શરૂ થાય છે, પરંતુ તકતી પર આગળ કોતરવાની પૂરતી જગા ન હોઈ, લેખ અધૂરો રહી ગયો છે.

---

* ઇ કા., નં. ૭૭

૧. લગ. ઈ. સ ૧૪૫૩–૫૪

આ શિલાલેખ ચૂડાસમા રાજાઓની સહુથી લાંબી વંશાવળી આપે છે. એનો આરંભ મંડલીક ૧ લો જેનું રાજ્ય વિ. સં. ૧૩૧૬ માં શરૂ થયું હતું તેનાથી થાય છે ને તે મંડલીક ૩ જો જે આ વંશનો છેલ્લો રાજા હતો ને જેનું રાજ્ય મુસલમાનોએ વિ. સં. ૧૫૨૭ માં કાયમ માટે લઈ લીધું તેના સુધી છે. નવઘણુ પછી મહીપાલ ૧ લો ગાદીએ આવ્યો હોવાનું લેખમાં કહ્યું છે, એ નવઘણનો નાનો ભાઈ હતો, લેખમાં કહ્યું છે તેમ પુત્ર નહિ. જયસિંહ પછી માત્ર સીધા વંશજોનાં નામ આપ્યાં છે. આથી એમાં મહીપાલ, મંડલીક અને જયસિંહનાં નામ છોડી દીધાં છે, જે દરેક પછી તેનો પુત્ર નહિ પણુ તેનો નાનો ભાઈ ગાદીએ આવેલો. તો તે રીતે મંડલીક ૧ લાના મોટા પુત્ર નવઘણનું નામ આપવું જોઈતું નહોતું, પરંતુ લેખ રચનારે ખોટી રીતે માન્યું કે એનો ઉત્તરાધિકારી મહીપાલ એનો પુત્ર હતો.

પાઠ

१. ....मतेः[1] श्रेष्ठः सुधीमासौ संबोधं नयति—या भुवपरित्राणानुरागाशयः ॥ पीयूषम्बतवीक्षणादिजगती

२. ....[तो]यदा सारदा ॥ १ यकांतेः[2] पुरतः सम[स्त]मरुचिप्रदो(द्यो)तनाद्या अमी खद्योता इव रेजिरे त्रिजगती जाग्रत्प्रतापा अपि । दासंति स्म यदीय सस्मर

३. ....स्वयच्छं[ड]तशीश्वत् (?) । २ किं भूवध्याः प्रकटमुकुटानीलरत्नप्रक्लृप्तश्चितारत्न-[3] जितपनिमतं(?) निमिदेधांविदि मीडटीवर ममतरमिंसि भूंगेणदतापदष्टां मतिरिति भवे

४. ....तीवविघ्नकरिणो हंतुं तथा प्रार्थनासाफल्याय बिभर्त्ति[र्ति] या फलतति माकंदजा धर्मिणां ॥ धत्तेकं सुतसंयुतं सुतशतेच्छापूर्तये किं नृणां ।[4] तां विश्वेकहि[5]........

५. तमाः श्रीअंबिकां संस्तुवे ॥४॥ श्रीउज्जयंतं गिरिराजमधिप्रतीते सद्धर्म्म कर्मकरणोद्यमिनां जनानां । सांनिध्यमीहितममी गुरुमेघनादालेशाधिप्रभृतय[6]

६. स्त्रि[दशा] सृजंतु ॥ ५ ॥ अद्य च ॥ नानार्तर्थोपवनतटिनीकानने रम्यहर्म्यैः ॥ पो[पौ]रैर्भूमीपतिपृथुकृतात्यंतसौरव्यैरसंरव्यैः ॥ शश्वद्भषा(भूषां)भृदपि विपुला राष्ट्रवर्यः सु-

७. राष्ट्रा[ष्ट्रो] राष्ट्रो दधेनुपमगिरिराट्रैवतालंकृति यः ॥ ६ ॥ मागा गर्वममर्त्यपर्वतपरा प्रीतिं भजंतस्त्वया ॥ भ्राम्यते रविचंद्रमःप्रभृतयः के केन मुग्धाशयाः[।*] एको रैवतमुध-

८. ॥ रो विजयतां यद्दर्शनात्प्राणिनो । या(यां)ति भ्रांतिविवर्जिताः किल महानंदं सुखश्रीजुषः ॥ ७ ॥ तत्र च ॥ गिरिस्फुरदुरुस्थितिर्विततभूरिशाखोदयः ॥ सुपर्व महिमास्पदं जगति वं-

---

१. આ પંક્તિ તેમજ બીજી પંક્તિઓમાં કેટલાંક પદ અસ્પષ્ટ છે  २. यत्कांते  ३. रत्न ?
४. આવાં અનાવશ્યક વિરામચિહ્નો આ લેખમાં ઘણાં છે.  ५. विश्वैकहिता  ६. "मेघनादादेशां" ?

९. ॥ श आस्ते हरेः ॥ यदुद्भवशिवांगजाच्युतबलप्रमुख्या अलंकृति ददति निर्मलाम-
खिलसत्सु मुक्ता अपि ॥ ८ ॥ वंशेस्मिन्यदुनाम कावरपतेरभ्युग्रशोर्याबलेरासी-
द्राजकु-[१]

१०. लं गुणौघविपुलं श्रीयादव(व) ख्यातिमत् । अत्राभून्नृपमंडलीनतपदः श्रीमडलीकः
क्रमात् ॥ प्रासादं गुरुहेमपत्रततिभिर्याचीकरन्नेमिनः ॥ ९ ॥ नवघननृपतिस्तदीयसू नु-

११. र्नवघनमहितव्रजेसिमादधानः ॥ नवघनवृष्टिः प्रजावनौघे । नवघनसारसदृग्यशोभिरामः
॥ १० ॥ महीमहेंद्रो महिपालदेवः पुत्रस्तदीयोजनि यन्नृदेवः ॥ यद्दानदास्यं

१२. सुरधेनुरत्नद्रुमास्तदानीमगमन्नयत्न[२] श्रीप्रभासे सोमनाथप्रासादकृत् ॥ ११ पंगारनामा
रिपुराज्यवृक्षेष्वगार एवाजनि भूमिजानिः ॥ शृंगारकृत्तत् कुलराज्यलक्ष्म्या भृंगार[धा]-

१३. ॥ रा जगतीलतायाः ॥ १२ आसीत् श्रीजयसिंहदेवनृपतिस्तत्पट्टभूभामिनी भास्वद्भो-
गरसालसार्द्रनयनो न्यायाबुधिश्वतरुक् ॥ शत्रुत्रासनकृदव्रतो(तौ ?) च महिमा नम्रक्षमा-
भृत्ततिः

१४. ॥ स्फूर्जन्मौलिमणीमयूष(ख)सलिलप्रक्षालितांघ्रिद्वय ॥ १३ ॥ दिद्युते तदनु मोकलसिंहः
शत्रुभूपगजभेदनसिंहः ॥ यत्प्रतापमभजद्यदि हसः सन्मनःसरसिजे

१५. कलहसः ॥ १४ ॥ तदनु मेलगदेवनरेश्वरः सुकृततुष्टगरिष्व(ष्ठ)सुरेश्वरः[।*]
समभवद्भव[नाथ]पदांबुजे । भ्रमरता कलयन्नमलागवान् ॥ १५ ॥ तत्पादोदयसानुम-

१६. त्युदयकृत्प्रोद्यत्प्रतापाद्भुतो ॥ दिक्चक्रप्रसरत्करक्रमितभूभृच्छखरे भासुरः ॥ आसीत्
श्रीमहिपालदेवनृपतिः[३] निर्नाशितारिक्षमापालोल्व (?)

१७. कततिः कुनीतितिमिरप्रध्वसनपूत्पलः[४] (?) ॥ १६ तत्सूनुर्जयति द्विषत्करिकुलत्रासौ
(सै)कपंचाननः ॥ श्रीमन्मंडलिकः क्षितीश्वरशिरःकोटीरहीरप्रभः ॥ स्व[:*]

१८. सिंधूर्युपर्लक्षताक्षतगतिर्बभ्रम्यतेद्यापि यत् कीर्तिस्मत्यमतीत्यवार्द्धिवलयं वर्द्धिष्णुसा-
रत्यरा (?) ॥ १७ ॥ नार्त्य(लं)ध्यः कुत उन्नतो नरपतिः कस्याः कुतो विश्वभूः ॥

१९. स्तं(तं) पात्रे कुरुतः किमत्र कृतिनौ किं द्विट्कृतः स्वामिना । सौराष्ट्राधिपतिः
सुखाय रिपुभिश्चक्रेथ किं प्रीतितः ॥ कीदृक् मंडलिकः क्षितीश्वर इह श्रीराजराजि-
श्रितः ॥ १८

२०. आलोनस्तंभरूपो जयकलकलभस्यासुखाभोधिसेतुः ॥ केतुः शौर्या(र्यौ)घसौघे रणदधिम-
थनः सद्यसो(शो)भ्रक्षणोक्तः पूर्वाद्रिः खङ्ग[५]ववश्वरकिरणरुचां वेरिराजागनाना-

१. नामके नरपते ..शौर्याबलै
२. श्लोकनो क्रमांक ११ यत्न पछी जोईए.
३ तिर्नीनठि ४ के प्रत्यल ? ५. चंचत्खर°

२१. [1]मुवेर्वैघव्यदीक्षो जयति नरपतेर्मंडलीकस्य बाहुः ॥ १९ ॥ रे रे प्रत्यर्थिनो वः । किमपि हितवचः श्रावयेहं कृपालो ॥ यस्याश्वीयांह्रिघातोत्स्थलितमृदुरजोण्युत्कट शौरतेजः ॥

२२. हत्वा भूलोकमेनं मलिनयतितमां तत्किमेतत्पुरस्ताद् । यूयं मुक्तामदश्राक् श्रयतनरपत(ते)-र्मंडलीकस्य सेवा ॥ २० ॥ चातुर्यं व(ब)त वेधसः सुरगवीरत्नद्रुमान् यत्पशु । प्रोद्यत्कर्करका-

२३. ष्ठदुष्टवपुषश्चक्रेयमाजन्मतः ॥ स चैतन्ययुजस्त्रपाकुलहृदो दानैकनिष्णाततां ॥ दृष्ट्वा मंडलिकप्रभोत्रभवतस्तेद्याभविष्यन्कथं ॥ २१ ॥ इति श्रीराजवंशवर्णनं ॥

२४. अथ श्रीज्ञाणवर्णनं ॥ अस्ति स्वस्तिनिधि[:*] श्रियो निरवधिप्रेमास्पदं सेवधि[:*] श्रीधर्मस्य वसुंधरोत्तमवधूमौलिस्कुरन्मंडनं । वापीकूपतटाककानम(न)जिनप्रासादशैवालय-

---

નં. ૯૦

# ગિરનારનો પ્રતિમાલેખ, વિ. સં. ૧૫૧૯*

આ શિલાલેખ સંપ્રતિરાજ મંદિરના નિજમંદિરમાંની કાળા આરસની પ્રતિમાની બેસણી ઉપર કોતરેલો છે. એ ૨′ ૧૦½″ લાંબો અને ફક્ત ૩″ પહોળો છે. એ સારી રીતે જળવાયો છે.

એ નોંધે છે કે રાજા મંડલિકના રાજ્યમાં વિ. સં. ૧૫૧૯ ના વૈશાખ વદિ ૧૧ ને શુક્રવારે ( તા. ૧૩–૫–૧૪૬૩ ) શિખરના પુત્રો સહસકરણ અને પોમસીહે નેમિનાથનું બિંબ કરાવ્યું ને વૃદ્ધતપા પક્ષ(ગચ્છ)ના ઉદયવલ્લભસૂરિએ એની પ્રતિષ્ઠા કરી.

પાઠ

१. ॥ स १५१९ वर्षे वैशाख वदि ११ शुक्रे रायाराय श्रीमंडलिकविजयराज्ये सो० शिखरसुत सो०

२. सहसकरणपोमसीहाभ्या(भ्यां) श्रीनेमिनाथबिंबं कारितं प्रति० वृद्धतपापक्षे श्रीउदयवल्लभ-सूरिभिः

---

* પ્રો. કો., નં. ૯૦

નં. ૮૧

# રાવલનો શિલાલેખ, વિ. સં. ૧૩૭૫*

આ કોતરેલી તકતી નવાનગર રાજ્યના રાવલ[1] શહેરની પૂર્વ દીવાલમાં લગાવેલી છે. એ પોરબંદરથી ૨૦ માઈલ છે.

અભિલેખ રાણા જઈતપાલના રાજ્યકાલનો છે, જે ભૂતાબિલી (એટલે ઘૂમલી) મંડલ પર વિ. સં. ૧૩૭૫(ઈ. સ. ૧૩૧૮–૧૯)માં રાજ્ય કરતો હતો. એના સમયમાં જ્યે. (જેઠવા ?) વીજલના પુત્ર આલણે ૧૦૪૪ દ્રમ્મના ખર્ચે રાવલિ ગ્રામમાં વાવ કરાવી.

પાઠ

१. संवत् १३७५ वर्षे अद्येह सौ-
२. राष्ट्रे देशे श्रीभूताबिल्यां मड-
३. लकरणे [ सौ ?...राज ]कुले राणश्री
४. जइतपाल[ भूपालस्य ] राज्ये राव-
५. लिग्रामे ज्ये० रा०...लभ्या श्री ज्ये०
६. वा० वीजलसुत वा०...आलणकुला-
७. धार श्रेयसे आत्मसह मातापि-
८. तापुण्यहेतोर्वापी कारापिता ता-
९. तासार ? श्री....रण द्र १०४४
१०. श्री........ वखामी........
११. निते ॥ युक्त.... गणाधि-
१२. पति क्षेत्रस्य........
१३. ....................
१४. ....................

---

* એ. કા., ન. ૨૬ ૧. તા. કલ્યાણપુર, જિ. જામનગર

નં. ૮૨

# રાણાવાવનો પાળિયાલેખ, વિ. સં. ૧૪૪૦*

આ અભિલેખ પોરબંદર રાજ્યના રાણાવાવ[1] ગામમાં પાળિયા પર કોતરેલો છે. કોતરેલો ભાગ માપમાં ૧૮" × ૨૦" છે.

એ વિ. સં. ૧૪૪૦ ના આશ્વિન સુદિ ૧૦ ને સોમવારે (તા. ૧૦-૧૦-૧૩૮૪) શ્રીસિંહના પુત્ર રાણ ભાણના સમયમાં' રાણ લાખાના સુત રાણ રાઉલનું થયેલું મૃત્યુ નોંધે છે. એણે હાટિ રાયગણુને મારી નાખવાના અપરાધ માટે તુર્કનું શીર્ષ નમાવરાવ્યું ને પોતાનું શીર્ષ દેવ, ગુરુ ને બ્રાહ્મણ આગળ નમાવ્યું. આ મિતિ કાર્તિકાદિ વર્ષની પદ્ધતિ પ્રચલિત હોવાની પ્રતીતિ કરાવે છે.

પાઠ

१. संवत् १४४० वर्षे अस्वन
२. सुदि दसमि सोमे[2] [स्वाम्-]
३. — श्रीशंघसुत राणश्रीभा-
४. ण हठि राईगणि म्रितिक्य
५. दो सात-द तुर्कसीअ अना-
६. म्यं जन्मन्येम प्रवर्तते ? दे-
७. वगुरुब्राह्मणचरण स पूजि
८. सीस नाम्यंते रा॰ लाषा
९. सुतु रा॰ राउलु मृता जयतु

---

* ઇ. કો., નં. ૪૩    ૧. રાણાવાવ મહાલ, જિ. જૂનાગઢ
૨. કાઠિયાવાડમાં વિક્રમ સંવતની ગણતરી કાર્તિકાદિ હતી એ સિદ્ધ કરવાનું આ ઉત્તમ દૃષ્ટાંત છે.

નં. ૮૩

# ઘૂમલીનો શિલાલેખ, વિ. સં. ૧૪૬[૦][1]

જામનગર જિલ્લાના ભાણવડ તાલુકાનાં ઘૂમલી ગામને પાદર વહેતા ઝરાને કાંઠે આવેલી બરડાઈ બ્રાહ્મણોની ધર્મશાળાના ચોગાનમાં રસ્તા ઉપરના છેડે આવેલી વાવમાંથી ખાંભી આકારનો શિલાલેખ મળેલ છે.

વાલુકામય પથ્થરની લગભગ ૧·૫૬ × ૩૪ × ૧૯ સે.મી.ના માપની લષ્ટિના ઉપરના ભાગે ૨૭ સે.મી. જેટલી લંબાઈમાં यावत् चन्द्रदिवाकरौ સૂચવતાં પ્રતીકોની નીચે વ્યાલ-આકૃતિ જેવા કોઈ પશુનું ગ્રામ્ય તક્ષણ કરેલું છે. પશુની હેઠળ સ્તન્યપાન કરતું તેનું બચ્ચું છે. પશુના મુખ આગળ ઢીંચણિયાના આકારના આધારપટ્ટ ઉપર લાડુ જેવી કશીક ખાદ્ય સામગ્રી છે. તેની ઉપરનો અને પશુમુખનો અગ્રભાગ ખંડિત થઈ ગયેલ છે.

શિલ્પ-તક્ષણ બાદ લગભગ ૨૯ સે.મી. જેટલી લંબાઈમા અશુદ્ધ સંસ્કૃત અને દેવનાગરી લિપિમાં નીચે મુજબ આઠ પંક્તિઓ ઉત્કીર્ણ કરેલી છે :—

१. स्वस्त श्री नरप विक्रम संवत् १४६
२. वर्षे १ माघवदे पंचमी सुक्रे राण
३. श्री रामदेव विजय राज्ये कु
४. वांणे सति तळार. भोजा उत्र वा
५. नरेण कुमारिकासक्त चउ
६. री( की ? ) लागमुक्तः पाल्याय [।] य( : ? ) के [दि ?]
७. को[ऽ]पि तळार लोपयति तस्य
८. गोहत्या छ [।] सा. सोमा [।]

લેખની પ્રથમ પંક્તિમાં આવેલ સાલના આંકડામાં એકમનો અંક નથી. બીજી પંક્તિમાં વર્ષ ૧ લખેલ હોઈ વિ. સં. ૧૪૬૧ માનવા પ્રથમ નજરે લાલચ થાય, પરંતુ તિથિ વારનો મેળ બેસાડતાં ૧ माघ એટલે પ્રથમ માઘ છે, જે વિક્રમ સંવત ૧૪૬૦નો જણાય છે.[2]

---

૧. છોટુભાઈ અત્રી અને ડૉ. પ્રવીણભાઈ પરીખ, 'ઘૂમલીનો રાણા રામદેવજીના સમયનો શિલાલેખ', **ઊર્મિનવરચના**, દીપોત્સવી વિશેષાંક, સં. ૨૦૩૧ (ઑકટો. નવેમ્બર–'૭૫) અંક ૫૪૭–૫૪૮, પૃ. ૪૪૫ થી ૪૪૯

૨. વિ. સ. ૧૪૬૦માં કે ૧૪૬૦ થી ૧૪૬૯ સુધીમાં અધિક માઘ હતો નહિ, તિથિ–વારનો મેળ વિ. સ. ૧૪૬૦, ૧૪૬૩ અને ૧૪૬૭ માં મળે છે તેથી છેલ્લો આંકડો ૦, ૩ કે ૭ હોઈ શકે, 'વર્ષ' પછીનો '૧' નિરર્થક લાગે છે. આ મિતિએ વિ. સ. ૧૪૬૦ મા તા. ૧–૨–૧૪૦૪, વિ. સ. ૧૪૬૩ માં તા. ૨૮–૧–૧૪૦૭ અને વિ. સં. ૧૪૬૭ માં તા. ૧૩–૨–૧૪૧૧ આવે. — સં.

લેખની ત્રીજી પંક્તિમાં જણાવેલ રામદેવ ઈ.સ. ૧૪૦૪માં હયાત હોઈ પોરબંદરના શાંતિનાથ જિનાલયમાં આવેલા વિ. સં. ૧૬૯૧–ઈ.સ. ૧૬૩૫ના ૧૪ પંક્તિઓવાળા શિલાલેખમાં જણાવેલ રાણાશ્રી રામજીથી રાણાશ્રી વિક્રમજી સુધીની સાત પેઢીઓમાં પ્રથમ જણાવેલ રાણાશ્રી રામજીનું જ નામ અહીં રામદેવ જણાવેલ હોય તેમ લાગે છે.

### લેખનું ગુજરાતી

૧ સ્વસ્તિશ્રી નૃપવિક્રમ સંવત ૧૪૬૦ ના
૨ પ્રથમ માઘવદી પાંચમ શુક્રવારે
૩ રાણાશ્રી રામદેવજી રાજ્ય કરે છે ત્યારે
૪ કોટવાળ લાગામાફીની આજ્ઞા :
૫ ભોજાપુત્ર રાજાએ કુમારિકા તરફના પ્રેમને કારણે
૬ ચોરી પૂંછડા ચરિયાણુ લાગો માફ કર્યો છે. (આ હુકમ) પાળવો.
૭ જે કોઈ કોટવાળ આ હુકમનો ભંગ કરશે તેને
૮ ગોહત્યા (નું પાપ) છે. સહી : સોમા

### પુરવણી

ઉપર્યુક્ત લેખ ગોસ્વામી મોહનપુરીએ આ પ્રમાણે વાંચ્યો છે[1] :—

स्वस्ति श्री नरप विक्रम संवत १६१६
वर्षे १ माघ पंचमी शुक्रे राण
श्रीरामदेव विजय राज्य कु-
र्वाण सतित लाए० तोजा उत्रवा
नारणकुमारिका सकतच ×
ही लागमुक्तः प्रास्ताक्वे य
को वि वलार लोपयति तप्ठ
गोहत्या ह० सा० सोमा

લિપિમાં ક્યાંક પડીમાત્રા તો ક્યાંક નાગરી લિપિ છે અને ઉપરનું ગાયનું શિલ્પ ઘોડા જેવું વિશેષ જણાય છે પણ લેખમાં નીચે 'ગોહત્યા' સ્પષ્ટ વાંચી શકાતું હોઈ આ શિલ્પને ગાયનું જ માનવાનું રહે છે. ઇતિહાસ માટે પણ મહત્ત્વનો ખાંભો છે. સં. ૧૬૧૬ માં રામદેવજીનું રાજ્ય અહીં હતું તે વિચારણીય બને છે. લિખિતંગમાં 'સા૦ સોમા' તે 'સારસ્વત સોમા' હશે.

---

૧. ગોસ્વામી મોહનપુરી, 'પાળિયા – એક નોંધ', ઊર્મિનવરચના, દીપોત્સવી વિશેષાંક, સં. ૨૦૩૧, (ઑક્ટો. નવેમ્બર – '૭૫), અંક ૫૪૭–૪૮, પૃ. ૪૨૬–૪૨૭

નં. ૮૪

# અમરેલીનો શિલાલેખ,* (લગ. વિ. સં. ૧૪૦૦)[1]

આ ખંડિત અભિલેખ અમરેલી શહેરમાં મળ્યો હતો. લેખનો જમણી બાજુનો ભાગ જ મોજૂદ રહ્યો છે, જ્યારે બાકીની ત્રણ બાજુઓ તૂટી ગઈ છે. હાલની સ્થિતિમાં એ ૯" × ૫૩/૪" છે. અક્ષરો બહુ સુંદર રીતે કોતરાયા છે.

ખંડિત અંશમાંથી કંઈ ઉપયોગી માહિતી મળતી નથી. ૭ મી પંક્તિમાં 'સૌરાષ્ટ્ર' શબ્દ અને ૮ મી પંક્તિમાં 'વીસલદેવ' અને 'ડુંગરસિંહ' નામો દેખાય છે. નોંધવું જોઈએ કે ભાવનગરના મહારાજાના પૂર્વજ મોખડાજીના વંશમાં ડુંગરસી નામે ગોહિલ રાજા હતા.

પાઠ

૧. ॥ यं विश दीन........
२. ॥ नागण्यपुण्योदयसमु....
३. ॥ राज... नायकवरसंघ....
४. ॥ निखिलधर्म्मकर्म्मकर्म्म....
५. ॥ रगत देवराज श्रीसर्व्वज्ञशा....
६. ॥ रीणागण्यभक्तिभक्ति प्रथांश्च....
७. ॥ इव भास्करभास्करः श्रीसौरा....
८. ॥ वीसलदेव श्रीडुंगरसीह भा....
९. ॥ ननिकर परिकरितोऽमदा....
१०. ॥ .... ति जनद्रव्य....

---

* ઇ. કા., નં. ૩૧
૧. ઈ.સ. ૧૩૪૩-૪૪ — સં.

નં. ૮૫

# પરનાળાનો પ્રતિમાલેખ, વિ. સં. ૧૪૫૩*

આ અભિલેખ પરનાળાના[1] જૈન દેરાસરમાં ચતુર્ભુજની જૈન પ્રતિમાની પીઠિકા પર કોતરેલો છે.

એ નોંધે છે કે વિ. સં. ૧૪૫૩ના વૈશાખ વદિ ૧૦ ને રવિવારે (તા. ૨૨-૪-૧૩૯૭) ગુહિલ રાજા પ્રતાપમલ્લની ભાર્યા ભાવલદેવી નામે સ્ત્રીએ આ લેખવાળી પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી.

પાઠ

१. सं. १४५३ वरषे वैशाख वदि १० रवौ प्रतिष्ठा का-
२. रापिता गुहिलराज प्रतापमलभार्या भावलदेव्या
३. सुत राजगहला ? मातृ धरण्यग भार्या जसमादि

---

* ઈ. કા., નં. ૫૬

૧. તા. લીંબડી, જિ. સુરેન્દ્રનગર

નં. ૮૬

# મહુવાનો શિલાલેખ, વિ. સં. ૧૫૦૦*

નીચે આપેલો અભિલેખ ભાવનગર રાજ્યમાં દક્ષિણ સમુદ્રતટ પર આવેલા મહુવા બંદર-શહેરના દરબારગઢ પાસે જેનું મંદિર આવેલું છે તે દેવ લક્ષ્મી-નારાયણના મંદિરની પીઠિકામાં ચણી દીધેલ કાળા પથ્થરની તકતી પર કોતરેલો છે. પણ શિલાલેખ વાવ કરાવ્યાનું જણાવે છે ને મંદિરનો કોઈ નિર્દેશ કરતો નથી. તેથી માલૂમ પડે છે કે લેખ કોતરેલો પથ્થર બીજેથી લાવીને મંદિરમાં ચણી લીધેલો છે. કોતરેલો ભાગ, જે સુંદર રીતે કોતરેલો છે ને સારી રીતે જળવાયો છે તે લંબાઈમાં ૧' ૮" અને પહોળાઈમાં ૧૧" છે. લેખ સંસ્કૃત પદ્યમાં તેમ જ ગદ્યમાં છે. વ્યંજન કેટલીકવાર ર્ પછી બેવડાય છે.

એ અગાઉ 'પ્રાકૃત ઍન્ડ સંસ્કૃત ઇન્સ્ક્રિપ્શન્સ ઑફ કાઠિયાવાડ'માં[1] પૃ. ૧૬૨ માં પ્રકાશિત થયો હતો.

લેખનો આરંભ વિ. સં. ૧૫૦૦ પ્રજાપતિ સંવત્સરની વૈશાખ પૂર્ણિમા ને ગુરુવાર (તા. ૨૩-૪-૧૪૪૪)ની મિતિથી થાય છે. લેખના અંતિમ ભાગમાં પંક્તિ ૧૭માં, જ્યાં મિતિ ફરીથી આપી છે ત્યાં તિથિ પંચમી જણાવી છે, જે પૂર્ણિમાને બદલે ભૂલ લાગે છે. લેખ પછી જણાવે છે કે વાલાકમાં આવેલ મધુમતી નગરીમાં મોઢ જ્ઞાતિનો નરપાલ નામે વેપારી રહેતો હતો. એ જ્ઞાતિ પોતાની ઉત્પત્તિ કામધેનુની ખરીમાંથી બતાવે છે. એ કૃષ્ણનો પરમ ભક્ત હતો ને રામ નામે રાજાનો મંત્રી હતો.[2] એનો પુત્ર પાલ્હ હતો ને પૌત્ર રામ હતો, જે વેદજ્ઞ હતો. રામને તેની અનુરક્ત પત્ની જાનુથી મોકલ નામે પુત્ર થયો. પોતાનાં માતાપિતાના શ્રેય અર્થે મોકલે ગોહિલ રાજા સારંગજીના સમયમાં, નિર્જળ પ્રદેશમાં મધુમતીમાં વાવ કરાવી.

પછી લેખ અગિયારમા ને બારમા શ્લોકમાં નગરીની પ્રાચીનતા આ પ્રમાણે દર્શાવે છે — ધર્મારણ્ય પુરાણમાં કહ્યું છે કે આ સુંદર નગર સૃષ્ટિ-સર્જન સમયે બ્રહ્માએ સ્થાપેલું. એ કૃતયુગમાં ધર્મારણ્ય, ત્રેતાયુગમાં સત્યમંદિર, દ્વાપરયુગમાં વેદભુવન અને કલિયુગમાં મોહેરક કહેવાયું.

લેખ પછી ગદ્યમાં એ જ જણાવે છે — મોકલે વિ. સં. ૧૫૦૦ વર્ષે પ્રજાપતિ નામે સંવત્સરે વૈશાખ સુદ પાંચમ ને ગુરુવારે મધુમતીમાં પોતાના પિતા રામ, માતા જાનુ અને ભાઈ રાઘવના શ્રેય અર્થે વાવ કરાવી.

---

* ઇ કા; નં ૭૫

૧. ખરી રીતે 'એ કલેક્શન ઑફ પ્રાકૃત ઍન્ડ સંસ્કૃત ઇન્સ્ક્રિપ્શન્સ' (ભાવનગર સંસ્થાનના પુરાતત્ત્વ ખાતા વડે પ્રકાશિત)માં.—સં.

૨. પંક્તિ ૪ માંના श्रीरामार्पित० પદનો આ હેતુ છે એમ ધારું છું.

લેખમાં જણાવેલ ગોહિલ રાજા સારંગજી કાનોજીના પુત્ર સારંગજી છે, જે ભાવનગરના મહારાજાના પૂર્વજ છે. સારંગજીની ગાદી થોડો સમય એના કાકા રામજીએ પડાવી લીધી હતી, પણ પછીથી એણે એ પાછી મેળવી હતી. નરપાલના આશ્રયદાતા રાજા રામ વિશે કંઈ જાણવામાં આવ્યું નથી. એ સારંગજીના કાકા રામજી ન હોઈ શકે પણ વાજા રાજા રામદેવ હોય.

ત્રીજી પંક્તિમાં જણાવેલ વાલાક જ્યાં વાળાઓનું રાજ્ય હતું તે, વળાની ઉત્તરે આવેલ ખિંદુથી દક્ષિણપશ્ચિમે જાફરાબાદ સુધીના દક્ષિણ સમુદ્રતટને પ્રાચીન કાલમાં આપેલું નામ હતું.

પાઠ

१. ओं[1] नमः श्रीसर्वज्ञाय ॥ स्वस्ति स्वस्तिमति प्रसिद्धनृपतिश्रीविक्रमातिक्रमात् सवह्निष्णुपदद्वये-

२. [षु] जगतीसख्ये प्रजाना पतौ। मित्रे चोत्तरगे प्रचडकिरणे धन्ये मधौ माधवे शुक्ले पूर्णतिथौ गुरौ च गुरुभे

३. सद्योगमोगक्षणे ॥ १ ॥ वालाकांतरगे पुरे मधुमतीसंज्ञे निवासोचिते श्रीमन्कामगं-(ग)वीखुरोद्भवभवे वंशे

४. शिवे समवः। श्रीरामार्पितचामरातपहरप्रौढिप्रतिष्ठान्वितः। श्रेष्ठिश्रीनरपाल एष समभूत् श्रीकृष्णसेवापरः

५. २ ॥ तत्पुत्रोंऽतः पवित्रो हरिपरिचरणः श्रेष्ठिमल्लोऽत्र पल्हस्तस्मादप्याविरासीदमितवितरणोऽन्नस्य सत्य-

६. स्वभावः। श्रेष्ठिश्रीरामनामा कृतसुकृतचयः संयुतो जानुसत्या सन्मत्या विष्णुभक्त्या [नि*]वसति सदने ब्रह्मणो वेदवे-

७. दः। ३ ॥ तदनु जनितपूर्वादुग्रपुण्यप्रभावात् कलिबलदलनेऽलं मोकलो निर्ज्जलाया। प्रणयति वरवापी तत्प्रती-

८. चीनभूमौ मधुरसलिलपूर्णां श्रेयसे तत्र पित्रोः ॥ ४ ॥ अनुतिष्ठेदधिष्ठानं मृष्टायां दृष्टनिर्ज्जले। स तिष्ठेदि-

९. ष्टमुद्दिष्टदिष्टं शिष्टैस्त्रिविष्टपे। ५ ॥ नीलोद्वाहं यो हरिमेधं सुनिपानं कुर्यात् पुत्रो गोत्रपवित्रोऽभिजनेन।

१०. दद्यादन्नं भूमिगजाश्वोभयवक्ता भूयाद्भावात् तीर्त्थेसुपर्वद्विद्वजभक्तः। ६ ॥ गोहिलोसौ रणे शूरः सारंगः शार्ङ्गिसे-

---

૧. ચિહ્ન વડે વ્યક્ત.

११. वकः[।*]तदुर्व्यां कुरुते वापी धर्म्मधीम्मोंढमौ(मो)कलः । ७ ॥ उक्तं श्रीभारते । गोमासे गोगवाक्राते गोरसे गगने

१२. गते गोमात्रं गोरसं दद्याद्गोसहस्रफलं लभेत् । ८ ॥ श्रीकातकृतदैत्यांत देव सेवकवत्सल त्वया विना प्र-

१३. भुः कोऽत्र ज्ञातुं कर्म क्रियापदे । ९ ॥ पुराणपुरुषः पायादपायात् त्वा कृपादृशा । जलशायी प्रणीतोऽत्र यो ल-

१४. क्ष्म्या सह मोकल । १० ॥ उक्तं धर्म्मारण्यपुराणे ॥ पुरा सृष्टिसमारंभे स्वयंभूर्भगवान् स्वयं । अस्थापयन्महास्था-

१५. नमिदं मोहविमोहनं । ११ ॥ धर्म्मारण्यं कृते प्रोक्तं त्रेताया सत्यमंदिरं । द्वापरे वेदभुवनं कलौ मोहेर-

१६. कं मतं । १२ ॥ स्वस्ति श्रीमन्नृपविक्रमार्कसमयातीतसंवत् १५०० वर्षे प्रजापतिनाम्नि संवत्सरे । उत्तरायणे । व-

१७. सतऋतौ वैशाखशुक्लपंचम्या गुरौ । श्रीमधुमत्याः पश्चिमे प्रदेशे निर्ज्जले । माता सती बाइ जानुं(नु) पिता श्रेष्ठिश्री

१८. रामा भ्रातृ श्रे० राघवश्रेयसे । श्रेष्ठि मोकलः भ्रातृ सांटा लींबा सहितो मार्ग्गे शृंगाटके मृष्टोदकपूर्णां वापीं निर्मिमीते । श्री ।[1]

---

१. આ પંક્તિના શ્રેષ્ઠિ मोकलः શબ્દોની નીચે કોઈ અસ્પષ્ટ અક્ષરો છે, તેમાં सू. ( અર્થાત્ सूत्रधार ) અક્ષર વંચાય છે, તેથી એ અક્ષરો કોતરનારના નામના હશે.

# જામ વંશનો લેખ
# ખોરાસાના વાઘેલા વંશનો લેખ
# ગેડીના વાઘેલા વંશનો લેખ

નં. ૮૭

# ભદ્રેશ્વર(કચ્છ)નો પાળિયાલેખ, વિ. સં. ૧૪૩૫*

પાઠ

स्वस्ति श्रीनृपविक्रम संवत १४३५
श्री शाके [1]१३.... प्रवर्तमा-
ने महामांगल्य मार्गसिर वदि दश-
म्यां गुरुवारे अद्यह[2] श्री
भदरावला कुल जाम श्री
माना विजयराज्ये महम

એટલું વંચાય છે.

---

* નાગજીભાઈ ભટ્ટી, 'કચ્છની સાંસ્કૃતિક યાત્રા', "પથિક", વર્ષ ૧૩, અંક ૩, પૃ. ૬૬

૧. આ મિતિએ શક ૧૩૦૦ હતો ને તા. ૧૬-૧૨-૧૩૭૮ હતી.—સં.

૨. વાંચો अद्येह.—સં.

નં. ૮૮

# ચોરવાડનો શિલાલેખ, વિ. સં. ૧૪૫૫*

ચોરવાડની[1] આથમણી દિશામાં નાગનાથ મહાદેવની જગ્યામાં આ શિલાલેખ રહેલો છે. તે વિ. સં. ૧૪૫૫ નો[2] છે. એમાં જણાવ્યું છે કે મારવાડના રોહિલ ખંડમાં વાઘેલા વંશમાં લુણીંગ રાજા થયો. તેનો ભીમસિંહ, તેનો લાવણ્યપાળ, તેનો લક્ષ્મણસિંહ. તે જૂનાગઢ સાથે સંગ્રામથી અમરાવતી પ્રત્યે ગયો. તેનો દીકરો રાજસિંહ પ્રખ્યાત કીર્તિવાળો હતો, તેના મત્ત અને મુંજા એ બે દીકરા થયા અને એ બેથી મોટેરો શિવરાજ નામે રાજા થયો, તે ખોરાસામાં રાજ્ય કરતો હતો. તેણે શિવાલય કરાવ્યું.

---

* ભાપ્રાશોસ., સૂચિ, ન ૧૨૮

૧. તા. માળિયા-હાટીના, જિ. જૂનાગઢ

૨. ઈ સ ૧૩૯૮-૯૯ — સં.

નં ૮૯

# ગેડી(કચ્છ)ની માલણ વાવનો શિલાલેખ, વિ. સં. [૧]૫૩૩*

શિલાલેખનો પથ્થર ઘસાઈ ગયો છે. અક્ષરો ઊકલતા નથી. ઘૃતઘટીમાં મહારાણાશ્રી વનરાજના[1] સમયમાં ઠક્કર માલવે માલણવાવના મંડપનો જીર્ણોદ્ધાર કરાવ્યાની નોંધ છે.

સંવત ૧૯૮૧ ના 'સ્વદેશ'ના દીપોત્સવી અંકમાં શ્રી વ્રજલાલ મિ. છાયાએ લખેલા 'કચ્છી સ્થાપત્યકલા અને શિલાલેખો'ના લેખમાં વાવને લગતો શિલાલેખ નીચે પ્રમાણે આપેલો છે:–

પાઠ

संवत (१)५३३ वर्षे शाके (२३९४?)[2]
प्रवर्तमाने उत्तरायने ग्रीष्मरितौ वैशाखमाशे
शुक्लपक्षे दशमा शुक्रे[3] उत्तरानक्षत्र हर्षण-
योगे तैतलकरणे घृतपद्या[4] महाराणा श्री
वनराजसुत श्रीराघवदेवतय राजश्री हरदास-
विसयराजस्य पुरज्ञाती पवस गोत्रोत्पन्न
ठा. मालवसुत शः मकड भार्या बाई सोनी-
सुत ××××× श्रीमालव वाव्य मंडप जीर्णो-
धार कारापित ठा. ××म× विजय ×××
ठा. ××××॥

---

* નાગજીભાઈ ભટ્ટી, 'અમારો કચ્છ પ્રવાસ', "પથિક", વર્ષ ૧૦, અંક ૬, પૃ ૫૬

૧. લેખમાં વનરાજ–સુત હરદાસનું વિજયરાજ્ય જણાવ્યું છે. — સં.

૨–૩. વિ. સં. ૧૫૩૩ મા આ તિથિએ આષાઢાદિ તથા કાર્તિકાદિ વર્ષ પ્રમાણે બુધવાર આવે છે, જ્યારે આપેલ તિથિ ને વારનો મેળ ચૈત્રાદિ વર્ષ પ્રમાણે મળે છે. તે દિવસે તા ૩–૫–૧૪૭૬ આવે. એ સમયે શક ૧૩૯૮ આવે છે. — સં.

૪ વાંચો ઘૃતઘટ્યા. પાઠનું આ શુદ્ધીકરણ શ્રી. કે. કા. શાસ્ત્રીએ કચ્છના પહેલા પ્રવાસ (૧૯૬૬) દરમ્યાન લેખવાચન પરથી કરેલું. — ભટ્ટી

નં. ૯૦

# પાટડીનો શિલાલેખ, વિ. સં. ૧૪૫૬*

આ શિલાલેખ પાડડીના[1] દરબારગઢની દીવાલમાં ચણાયેલી કાળા પથ્થરની તકતી ઉપર કોતરેલો છે. લેખ કાળજીથી અને સુંદર રીતે કોતર્યો હતો પણ જમણી બાજૂનો ઠીકઠીક ભાગ અતિશય ઘસાઈ ગયો છે. કોતરેલા ભાગનું માપ લંબાઈમાં ૧૪૩/૪" અને પહોળાઈમાં ૯૩/૪" છે.

લેખ રાજાઓનાં નીચેનાં નામો આપે છે, જેઓના વંશનું નામ જળવાયું નથી. તે છે વરસિંહ, એક વચ્ચેનો રાજા, શત્રુશલ્ય અને જયત્કર્ણ. વિ. સં. ૧૪[૫]૬ના માઘ વદિ આઠમ (તા. ૧૯–૧–૧૪૦૦)નો લેખ આ છેલ્લા રાજાના રાજ્યકાલનો છે. અહીં વર્ણવેલ રાજવંશ ઝાલાવાડનો ઝાલાવંશ છે એ નિશ્ચિત છે. બીજા શ્લોકમાં પ્રાકાર, સ્પષ્ટતઃ પાટડીનો, તે રાજાએ બંધાવ્યો હોવાનું જણાવ્યું છે, જે વરસિંહનો તરતજનો પુરોગામી હતો, પણ જેનું નામ નષ્ટ છે. ઝાલા વંશાવલી પરથી જાણવા મળે છે તેમ આ રાજા રામસિંહ હતો. તેના પછી વીરસિંહ (કે આપણો લેખ જણાવે છે તેમ વરસિંહ) રાજા થયો, એના ઉત્તરાધિકારી રણમલજીનું નામ જળવાયું નથી. એણે લક્ષહોમ કર્યો હોવાનું કહ્યું છે. એનો પુત્ર શત્રુશલ્ય હતો. શત્રુશલ્ય પછી એનો જ્યેષ્ઠ પુત્ર જેતસિંહ કે આપણો લેખ કહે છે તેમ જયત્કર્ણ ગાદીએ આવ્યો. અગિયારમી પંક્તિમાં જળવાયેલા શબ્દો પરથી જણાય છે કે તેણે વિ. સં. ૧૪[૫]૬ના માઘ વદિ આઠમે વાવ બંધાવી હતી.

---

* ઇ. કા., નં. ૫૯

૧. તા. દસાડા, જિ. સુરેન્દ્રનગર

પાઠ

१. .............................................. कुलदेवि[भ्यां] जये जैत्रजेतुः
२. ................................ दुरितनाशं तद्विधेये विधेयाः । १ अ-
३. ........... पतिः । प्राकारः कारितो तेन धात्रीमुकुटभासुरः । २ त-
४. ........... क्षीरोदधिरिवा[त]लः । वरसिंहस्ततो जज्ञे वेदविज्ञकृतादरः ।
५. ............... प्रति मदा.... । लक्षहोममसौ चक्रे बंदिमोचनविशु-
६. .................... [ कोटिदो धर्म्ममार्गा ]णां शत्रुशल्यस्तदंगजः ।
७. ........... वासवः । मूर्तो धर्म इव श्रीमान् शत्रुशल्यो नरेश्वरः । ६
८. ................................ निरुपम.... हि सदा हरिः । ७ श्री
९. .............................................. श्रीमान् नरेश्वरः । ८ चंच-
१०. .................................................. [ जित ]कर्णो जैत्रक-
११. ..................................... जयत्कर्ण महीपतिः सुंदरां व्यरचय-
१२. .......................................... कर्णभूपालो हरिभक्तिपरायणः
१३. ................................. [ मंगलं ] मंगला देयाज्जयंती विजयं
१४. .................... । १२ संवत् १४[५]६ वर्षे माघ वदि ८

# જેગડવાના બે શિલાલેખ, વિ. સં. ૧૫૧૮*

આ શિલાલેખ ધ્રાંગધ્રાથી+ દક્ષિણપૂર્વે છ માઈલના અંતરે આવેલા જેગડવા ગામમાં માતૃવાવ પાસેની એક દેરીમાં મળ્યો હતો.

લેખ જણાવે છે કે ગુહિલવંશમાં જન્મેલી રમાબાઈ, ઝાલાવંશના રાણા રણવીરની પત્ની હતી તેણે વિ. સં. ૧૫૧૮ ના વૈશાખ સુદ ૧૦ ને દિવસે (તા. ૯-૪-૧૪૬૨) વાવ કરાવી. રમાના પુત્રો રામદાસ, અર્જુન અને ગજભ્રમ હતા.

એ સ્થળે આવેલ બીજી દેરીઓમાં એ જ મતલબનું નોંધતા ચાર વધુ લેખ મળ્યા છે. તેમાંના બે એ જ મિતિના છે, પરંતુ બીજા બે મા મિતિ નથી.

રમાબાઈ માટે પ્રયોજાયેલું पट्टराज्ञी પદ ઔપચારિક લાગે છે, કેમકે હલવદના વિ. સં. ૧૫૩૮ ના લેખમાં રણવીરના ઉત્તરાધિકારી ભીમનાં માતાનું નામ લીલાદે આપ્યું છે. રમાબાઈએ વાવ તેના પતિના વિ. સં. ૧૫૧૬ માં થયેલા મૃત્યુ પછી બંધાવી હતી.

પાઠ

(१)

१. संवत् १५१८ वर्षे वैशा-
२. ष शुदि १० दिने श्रीझल्ल-
३. वंशे राणाश्रीरणवीर[१] राज्ञी गुहि-
४. लवंशे बाई श्रीरमादे-
५. इ वावि करावी पुत्र राण-
६. श्रीरामदास राणश्री
७. अर्जनदे राणश्री [ गज ]
८. [ भ्रम ][२] ........
९. ....................
१०. ....................

---

* ૪ કા., નં. ૭૯ + તા. ધ્રાંગધ્રા, જિ. સુરેન્દ્રનગર

૧. આ શબ્દ યોગ્ય સ્થાને કોતરવાનો રાખેલો ને તેથી પ્રથમ પંક્તિની ટોચે કોતર્યો હતો.

૨. આગળનો ભાગ ઘસાઈ ગયો છે.

(२)

१. बाई श्रीरमया
२. वापिका का-
३. पि कारुण्या जीवजीव-
४. नजीवना [।*] उचिता रचिता देव्या
५. रमया समयातगा [ ? ॥ * ] १ रणवीरस्य
६. राजर्षे[:*] पट्टराज्ञी रमाभिधा वर्त्तते निःक-[३]
७. लंकस्य धर्मस्य करुणा यथा [॥*] २

---

३. वांचो निष्क-.

નં. ૯૩

# જેગડવાનો પાળિયાલેખ, વિ. સં. ૧૫૨૪*

આ શિલાલેખ ધ્રાંગધ્રા રાજ્યના જેગડવા[1] ગામની પૂર્વે આવેલા કાલાસર તળાવના પૂર્વ કાંઠે ઊભેલા પાળિયા પર કોતરેલો છે. કોતરેલો ભાગ ૧' ૪" ઊંચો અને ૧' ૧" પહોળો છે. એમાં બીજી અને ત્રીજી લીટીની વચ્ચે ઊંટસવાર કોતરેલો છે.

લેખનો આરંભ વિ. સં. ૧૫૨૪ ના માઘ સુદિ ૨ ને મંગળવાર (તા. ૨૬–૧–૧૪૬૮) ની મિતિથી થાય છે, જ્યારે મહારાણા વરસિહદેવ રાજ્ય કરતા હતા. એ દિવસે યુદ્ધમાં કોઈ માણસનું મૃત્યુ થયાનું લેખમાં નોંધ્યું લાગે છે.

એ સમયે જેગડવામાં સત્તા ધરાવતો રાજા કુવાનો ઝાલા રાજ જ હોવો જોઈએ. પરંતુ એ વંશમાં વિ. સં. ૧૫૨૪ માં વરસિહદેવ નામે રાજા થયો જાણ્યો નથી. એ નામનો રાજા ઝાલા વંશમાં થયો પણ તે તો વિ. સં. ૧૪૪૮ ના અરસાના વહેલા સમયમાં થયો હતો. ને વર્ષ તો ચોક્કસ રીતે ૧૫૨૪ વંચાય છે. તેથી મને સૂચવવાનું મન થાય છે કે વરસિંહદેવ રાજકુળનો કોઈ ભાયાત હશે પણ લેખમાં એને 'મહારાણા'નું માનવાચક બિરુદ અપાયું છે. એ કુવાના મુખ્ય વંશના રાણા સત્રસાલજીનો અગિયારમો પુત્ર હશે.

પાઠ

१. संवत् १५२४ वर्षे माघ-
२. मासे शुक्लपक्षे द्रितीया ति-
३. थौ भौमदिने शतिभिषान-
४. क्षत्रे शिवनाम्नि योगे ववकरणे
५. एवं गुणविशिष्टायां पुण्यतिथौ
६. महाराण श्रीवरशंगदेविजयराये
७. बाई कामेलासत बाई काकाला ?
८–१०. ..................

---

* ઇ. કા., નં. ૮૧

૧. જુઓ ઉપર નં. ૯૦–૯૧.

નં. ૯૪

# ખાંભડાનો શિલાલેખ, વિ. સં. ૧૫૩૧*

આ શિલાલેખ ખાંખડ[1] ગામમાં ખાંભડિયા નાગની દેરી પાસેના નાના મંદિરના દ્વાર પર કોતરેલો છે. કોતરેલો ભાગ ગણપતિની મૂર્તિની આસપાસ છે ને તે લંબાઈમાં ૧′ ૭″ અને પહોળાઈમાં ૬″ છે.

એ નોંધે છે કે દેરી વિ. સં. ૧૫૩૧ ના શ્રાવણ સુદિ ૧૨ ને સોમવારે (તા. ૨૫-૭-૧૪૭૪) ખાંભડા ગામમાં ઝાલા (ભીમ)ના રાજ્યકાલમાં મહેતા હરપાલે કરાવી.

પાઠ

१. संवत् १५३१ वर्षे सरावण सुदि
२. १२ सोमे षांभडाग्रामे
३. झाला श्री [भीमराज्ये] महं हरपाल
४. ........ देरी करावी ।

---

* ઇ. કા., ન. ૮૨

૧. શ્રી. ડિસ્કળકરે અહીં 'ખાંખડ'ને મથાળામાં 'ખાંભડ' લખ્યું છે, પણ ખરું નામ 'ખાંભડા' છે. એ ગામ સુરેન્દ્રનગર જિલ્લાના ધ્રાંગધ્રા તાલુકામાં આવેલું છે.

# હળવદની વાવનો શિલાલેખ, વિ. સં. ૧૫૮૩*

આ શિલાલેખ ધ્રાંગધ્રા રાજ્યમાં હળવદ શહેરમાં તળાવ પાસેના સરણેશ્વર મહાદેવના મંદિર પાસેની વાવમાં મળ્યો છે.

લેખ ધ્રાંગધ્રા રાજ્યના ઝાલા રાજાઓના કુળની વંશાવળી માટે મહત્ત્વનો છે. એ જણાવે છે કે ઝાલા ૩૬ ક્ષત્રિય કુલોમાંનું એક છે ને નીચેની વંશાવળી આપે છેઃ-

રાણા રણમલ = લલીઆદે
રાણા શત્રુશલ્ય = મીણલદે
રાણા જિતા = જિતાદે
રાણા રણવીર = લીલાદે
રાણા ભીમ = પ્રીમલદે
રાણા વાઘ = નીણાદે
રાણા રાજધર = અહિકારદે
રાણા રાણિગ = કલ્યાણદે
મહારાણા માનસિંહ

મહારાણા માનસિંહની માતા કલ્યાણદે વાઘેલા વંશના મહારાણા સારંગદે અને એની પત્ની વીરાદેની પુત્રી હતી. સર્વ પ્રાણીઓના લાભ માટે કલ્યાણદેએ મહારાણા માનસિંહના સમયમાં વિ. સં. ૧૪૪૮ ના ફાલ્ગુન વદિ ૧૩ ને ગુરુવારે (તા. ૨૮-૨-૧૫૨૭) વાવ કરાવી.

પાઠ

१. ॥ ओं नमु श्रीगणेसाय नमः श्रीसारस्वई नमः श्रीअंबिकाई नम गुरुभ्यो नमः
२. ॥ स्वस्त श्रीजयो मंगलाभ्युदयश्च । श्रीमन्नृपविक्रमाऽर्कसमयातीतसंवत् १५८३ र्व-
३. ॥ र्षे साके १४४८ प्रवर्त्तमाने उत्तरायने शिशिऋतौ फाल्गुनमासे कृष्णपक्षे १३ त्रयोद-
४. ॥ स्यां तिथ्यौ गुरुवारे धेनिष्ठानक्षत्रे सिधियोगे बवकरणे मीनलग्नवहमाने
५. ॥ षट्‌त्रिशद्राजकुलावतंस झलवंशप्रदीपकराय श्रीरणम्यल भार्या बाई श्रीललीआदे त-
६. ॥ त्सुत रायश्री शत्रुशल्य भार्या बाई श्रीमीणलदे तत्सुत रायश्री जिता भार्या बाई श्रीजितादे त-
७. ॥ त्सुत रांणश्रीरणवीरभार्या बाई श्रीलीलादे तत्सुत रांणश्रीभीम भार्या बाई श्रीप्री-
८. ॥ मलदे तत्सुत राणश्रीवाघ भार्या बाई श्रीनीणादे तत्सुत राणश्री राजधर भार्या बाई

* ઇ કા., નં. ૯૩

९. ॥ श्रीअहिकारदे तत्सुत रांणश्रीराणिगदे भार्या बाई श्रीकल्याणदे तत्सुत मा-
१०. ॥ हाराण श्रीमानसिंहविजिराज्ये वाघेलावंशोद्भव महारांण श्रीसारंगदे भा-
११. ॥ र्या बाई श्रीवीरादे तत्सुता बाई श्रीकल्याणदे मानसिंहमाता बाई श्रीकल्याणदे श्रीविष्णु-
१२. ॥ प्रीतये सर्वजंतूनामुपकाराय वापी कारापतं सुमं भवतु कल्याणमस्तु ॥
१३. ॥ एक गौपदमात्रं वा उदकं धारिति मही षष्टी वरिषसहस्राणि शिवलोके च महीयंते ॥
१४. ॥ स्नाने दाने तथा पुण्ये देवे पितरि च कर्मणि। सामान्यसर्वभूतेभ्यो मया दतंमिदं जलं[॥]
१५. ॥ बाणारशी चायशं पुण्यं तत्पुण्यं नितुदर्शनात् अथवा स्नानपूजायां गंगास्नाना-
१६. ॥ दिकं फलं ॥

---

નં. ૯૬

# ઈડરનો લેખ, સં. ૧૫૦૯*

પ્રસ્તુત લેખ ઈડરમાં જૈન દેરાસરમાં પાર્શ્વનાથ મૂર્તિના પબાસણ (પદ્માસન) ઉપર છે. તેની લંબાઈ ૧ ફૂટ ૩ ઇંચ અને પહોળાઈ ૪ ઇંચ છે.

સંવત ૧૫૦૯ ફાગણ વદિ ૨ બુધવારને દિવસે[1] ઈડરગામમાં જયત્કર્ણના રાજ્યકાળમાં હુમ્મડ જ્ઞાતિના અને નિવૃત્તિ ગચ્છવાળા ઠાકુર આસપાળના શ્રેય માટે તેના પુત્ર નરસિંહે પાર્શ્વનાથની મૂર્તિ બનાવી અને તેની પ્રતિષ્ઠા આમ્રદેવસૂરિએ કરી એમ આ લેખ ઉપરથી જણાય છે.

પાઠ

१. सं० १५०९ वर्षे फाल्गुन वदि २ बुधे श्रीइडरदुर्गे श्रीजयत्-
२. कर्णराज्ये श्रीझांबटज्ञातीय श्रीनिवृत्तिगच्छे ठ० आसपालश्रे-
३. योर्थं सुतनरसीहेन पार्श्वनाथमूर्तिः । कारिता ठ० वी-
४. रमप्रतिष्ठायां प्रतिष्ठिता श्रीआम्रदेवसूरिभिः ॥ छ ॥
५. भागिनेयरामसुतजगसीहलीलाहापाकैः कारिता ॥ छ ॥

---

* દ. બા. ડિસકળકર, પુરાતત્ત્વ, પુ ૩, પૃ. ૧૯

૧. આ દિવસે તિથિવારનો મેળ મળતો નથી, આથી વાચન સંદિગ્ધ ગણાય. જો તિથિ ૫ કે ૧૨ હોય, તો મેળ મળે, અથવા વર્ષ ૧૫૦૭ કે ૧૫૦૪ હોય તો મેળ મળે. વિ. સં. ૧૫૦૯ માં ઈ.સ. ૧૪૫૩ આવે, વિ. સ. ૧૫૦૭માં ઈ.સ. ૧૪૫૧, ને વિ. સ. ૧૫૦૪ માં ઈ સ. ૧૪૪૮ આવે. — સં.

નં. ૯૭

# ખેરાળીની વાવનો શિલાલેખ, વિ. સં. ૧૫૧૯*

આ અભિલેખ વઢવાણની પશ્ચિમે ચાર માઈલના અંતરે આવેલા ખેરાળી[1] ગામની પૂર્વમાં આવેલી વાવની ઉત્તર દીવાલમાં ચણી દીધેલો છે. એ ખરાબ રીતે જળવાયો હોઈ, પૂરો ઉકેલી શકાતો નથી. કોતરેલો ભાગ માપમાં ૩'×૧' છે.

લેખનો પહેલો ભાગ બ્રહ્મપુરમાં રાજ્ય કરતા પરમાર રાજા જયદેવના મંત્રી કરણે વાવ કરાવ્યાનું નોંધે છે. બીજો ભાગ મંગલદેવના પુત્ર પરમાર રાજા જગદ્દેવની પત્નીનું નામ વેજલદેવી આપે છે.

અહીં વિક્રમ સંવતના આષાઢાદિ વર્ષનો ઉલ્લેખ છે.

પાઠ

१. [श्री] स्वस्ति श्रीर्जयो मंगलाभ्युदयश्च । श्रीः । ब्र[ह्म]पुरे । परमारमुकुटयशाः श्रीजगद्देव

२. परमार [ तस्य विजयः ] परमारः स जयति भुवि । श्रीराजा परमारः ॥ १ ॥ श्रीराम-कर्माधिकारी । कृतपुण्यप्रभा[वः]

३. -भीविधि....[ वंश ]तिलकः स जयति मंत्री स कर[णः] करणः ॥ २ ॥ अविमुक्त-पद[ प्राप्ति ]समये [ परमा ]रश्री [ जगदे ]-

४. व.... सातगुण्य .... भटा-मटाकसुतेन श्रीयंत्रिणा करणमंत्रिणा वापिका कापि कारिता ॥ स्वस्ति श्रीनृप-

५. विक्रमार्कसमयातीतसंवत् [१५][2] आषाढादि १९ एकोनविंशतितमे वर्षे विकृतनाम्नि संवत्सरे उत्त-

६. रायणे वसंतऋतौ महममांगल्यफाल्गुनमासे शुक्लपक्षे अष्टम्यां तिथौ शनिदिने मृगशरन-

७. क्षत्रे आयुष्मान् नाम्नि योगे बवकरणे मिथुनस्थि[ते] चंद्रे शेषग्रहा यथास्थाने कन्यालग्नवहमाने एवं

८. शुभग्रहविलोकितकल्याणमय्यां वेलायां परमारश्रीमं[गल]देवसुतपरमारश्रीजगद्देव भार्या कुं [ ठामला ]

---

* ઇ. કા., નં. ૩૩    ૧ તા. વઢવાણ, જિ. સુરેન્દ્રનગર

૨. શ્રી. ડિસકળકરે લેખના પાઠમાં વર્ષ [૧૩]૧૯ જણાવ્યું છે ને ઈ.સ.નું સમાન વર્ષ ૧૩૫૧ (?) આપ્યું છે. આનો કોઈ રીતે મેળ મળે તેમ નથી. એ વર્ષે તો ઈ.સ ૧૨૬૩ આવે. પૂર્વાપર સંદર્ભ પરથી તેઓને વર્ષ ૧૪૧૯ ઉદ્દિષ્ટ લાગે છે. પરંતુ લેખમાં વિ. સં. ના વર્ષ સાથે વિકૃત સંવત્સર જણાવ્યો છે તે વિ. સં. ૧૩૧૯ કે ૧૪૧૯ નહિ, પણ ૧૫૧૯ (ઈ.સ. ૧૪૬૩) સાથે બંધ બેસે છે ને તિથિ-વારનો મેળ પણ તે વર્ષે મળે છે ( ઇ. વિ. ત્રિવેદી, 'ગુજરાતના મુસ્લિમ-કાલીન સંસ્કૃત અભિલેખોમાંથી મળતી માહિતી', પૃ. ૫૨૬ ).
એ દિવસે તા. ૨૬–૨–૧૪૬૩ હતી. — સં.

